ધનવતી પોતાના પિતાને આચાર્ય થઇ અતિશય જ્ઞાની થઇ આવેલા જાણીને તરત જ તે ત્યાં આવી.

તે સમયે આચાર્ય મહારાજ પુત્રીના વિવાહ માટે વહાણુ ઉપર ચઢ્યાની હકીકત કહેતા હતા. પિતાના દર્શનથી આંસુ પાડતાં વંદના કરીને ધનવતીએ પૂછ્યું; 'ગુરુદેવ! આ બધી હકીકતનું ખરૂં સ્વરૂપ શું છે? અને આ બધું કેમ થયુ?'

ગુરુમહારાજે કહ્યું; 'હું તેજ કહું છું તું તે સાંભળ! જ્યારે વહાણુ ભાંગ્યું તે વખતે મારા હાથમાં એક પાટીયું આવી ગયું તેના આધારથી તરીને નવમા દિવસે હું કાંઠે આવ્યો, પાટીઆને છોડી દઇને કાંઠે ઉતરી હું આગળ ચાલ્યો, તે સમયે દૂરથી એક નગર દેખીને તે તરફ હું ચાલ્યો.'

આ વખતે માર્ગમાં એક બ્રાહ્મણુ મળ્યો. તેણે મને કહ્યું; 'અહો! ધનસાગર શેઠ! આવો, આવો, મારા ઘેર પધારો.'

મેં પૂછ્યું; 'તું કોણુ છે? અને મને ક્યાંથી ઓળખે છે?'

તેણે કહ્યું; 'મારાં ઘેર આવો, ત્યાં બધી હકીકત હું કહીશ.' એમ કહીને આગ્રહપૂર્વક તે મને તેના ઘેર લઇ ગયો પછી તેણે તૈલાદિકવડે મને માલિશ કરીને ગરમ પાણીથી સ્નાન કરાવી મારો માર્ગનો શ્રમ ઉતરાવ્યો; પછી વિવિધ પ્રકારના સ્વાદવાળી રસોઇ બનાવડાવીને ખૂબ ભક્તિથી તેણે મને જમાડ્યો. આચમન કરીને શુદ્ધ થયા પછી તાંબુળાદિકથી મુખશુદ્ધિ કરીને ઘરના ઉપરના માળે અમે બંને બેઠા, એટલે મેં તેને પૂછ્યું કે, 'પ્રિય દ્વિજવર! નહિ ઓળખાણુ–

વાળા એવા મારી શા માટે તમે આ રીતે ભક્તિ કરો છો? હું તમને બિલકુલ ઓળખતો નથી.'

તેણે કહ્યું; 'તે વાત વિસ્મયકારી છે અને હું તમને કહું છું તે સાંભળો! આ શંખપુર નામે નગર છે. અહિં હું જિનધર્મમાં દ્રઢ ચિત્તવાળો થઇને રહું છું. જિનશર્મા મારૂં નામ છે. શ્રીમદ્ જિનેશ્વરદેવની આજ્ઞાનુસાર યથાશક્તિ હું ધર્મમાં પ્રવૃત્તિ કરૂં છું. સદ્ગુરુ અને સુસાધુજનોની સેવાથી શાસ્ત્રમાં રહેલા ઘણાં રહસ્યો મેં પ્રાપ્ત કર્યાં છે, મારે આજીવિકા પણ સુલભ છે. અન્યદા કુલવૃદ્ધિ કરનાર એક પુત્ર મારે ન હોવાથી તે માટે મેં કુળદેવતાની આરાધના કરી, તેથી સેવાવડે પ્રત્યક્ષ થઇને તે બોલી; 'મને શા માટે આરાધી છે?

મેં કહ્યું; 'મને પુત્ર આપો'

'વત્સ! તારા અંતરાય કર્મનો નિકાચિત ઉદય છે, તેથી તને પુત્ર થશે નહિ.'

મેં કહ્યું; 'અપુત્રીઆની શુભ ગતિ થતી નથી, તેવી મિથ્યા શ્રદ્ધા તો સદ્ગુરુની કૃપાથી મને નથી, સદ્ગતિ તો શુદ્ધ અધ્યવસાયથી જ થાય છે અન્યથા થતી નથી; પરંતુ મેં અનેક ઉત્તમ મહાપુરૂષોની સેવાવડે તેમનું ચિત્ત પ્રસન્ન કરીને ઘણી ચમત્કારો ઉપજાવે તેવી વિદ્યાઓ પ્રાપ્ત કરી છે. તેનો મારા મૃત્યુ બાદ નાશ થશે, તે કારણથી મને બહુ ખેદ થાય છે.'

તે સાંભળીને તે શાસનદેવીએ કહ્યું; 'કમલપુરનો રહેવાસી ધનસાગરશ્રેષ્ઠી વહાણ ભાંગવાથી આજથી નવમા દિવસે અહિંના સમુદ્રના કાંઠે નીકળશે. તેને તારે તારા ઘેર લાવવો, અને

નિઃશંક રીતે તારે બધી વિદ્યાઓ તેને આપવી તે તેને માટે લાયક છે, તે જે વાત કે શબ્દ એકવાર સાંભળશે તે તરત જ સમજી જશે એવી તેની બુદ્ધિ છે. તેને તારી વિદ્યાઓ આપવાથી તું અનૃણી થઈશ; પછી તારે તારી પુત્રી સાથે તેનું પાણિગ્રહણ કરાવવું ' આ પ્રમાણે કહીને દેવી અદ્રશ્ય થઇ ગઇ.

' તે દેવીએ કહેલી બધી હકીકત આજે મળી, તેથી હું તમારી ભક્તિ કરૂં છું. હે સજ્જન ! હવે તમામ સંકલ્પ વિકલ્પો ત્યજી દઇને પોતાના ઘરની જેમ જ તમે સુખેથી મારા ઘરમાં રહો, વહાણ ભાંગવાથી થયેલ હાનિની ચિંતા છોડી દ્યો. જ્ઞાનીએ જે દેખ્યું હોય છે તેજ થાય છે. શુદ્ધ શ્રદ્ધાવંત જૈનોને ઉદયની ચિંતા બહુ પ્રબળ હોતી નથી; કારણ કે ઉદયમાં આપણું સ્વાધિનપણું નથી, ત્યારે તેની ચિંતા કરવાથી શું ફળ ? તેમ છતાં આર્તધ્યાનને વશ થવાથી જીવો પાપ કર્મ જ બાંધે છે, ભવ્ય પુરૂષોએ પ્રતિક્ષણે હેય અને ઉપાદેય વડે સારી રીતે કર્મના બંધની ચિંતા કરવી. કારણ કે કર્મનો બંધ કરવો તે તો સ્વાધિન છે. હેયોપાદયના જ્ઞાનથી પ્રાયે પાપકર્મનો બંધ થતો નથી અને પુન્ય કર્મનો બંધ થાય છે, વળી શુભ ઉપયોગથી પૂર્વે કરેલા અશુભ કર્મનો રસબંધ મંદસ્થિતિવાળો થાય છે અને સ્વલ્પ રસવાળા કર્મોની નિર્જરા થાય છે. તેથી શુભોપયોગવડે જ કાલક્ષેપ કરવો એવી શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા છે વળી તમે તો આગમવાસિત અંતઃકરણવાળા છો, તેથી તમારે ખેદ હોય જ નહિ '

આ પ્રમાણે આશ્વાસન આપીને તેણે પોતાના ઘરમાં

મને રાખ્યો. હું પણ જિનેશ્વરદેવની આજ્ઞાને ધારણ કરીને કર્મના ઉદયની ચિંતા ત્યજી દઈ તે જિનશર્માના ઘેર રહ્યો. પછી તેણે સારા દિવસે મને ગુપ્ત સ્થળે બેસાડી પોતાના હૃદયમાં રહેલી બધી વિદ્યાઓ ચિત્તની પ્રસન્નતાથી મને આપી. મેં પણ વિધિપૂર્વક તે ગ્રહણ કરી; પછી સારા મુહૂર્તે પોતાની શક્તિ અનુસાર મહોત્સવ કરીને તેની પુત્રી સુંદરીને મને પરણાવી; પછી ગૃહભાર બધો મને સોંપીને પોતે નિશ્ચિંત થઈ ઘરમાં જ રહીને ધર્મારાધન કરતાં તે કાળ નિર્ગમવા લાગ્યો.

એક દિવસ પોતાની આયુષ્યસ્થિતિ સંપૂર્ણ થયેલી જાણીને સમાધિવડે વિધિપૂર્વક આરાધના કરી તે મૃત્યુ પામ્યો. હું પણ તેનાં મૃત્યુકાર્યો કરીને ધર્મ, અર્થ અને કામ ત્રણે વર્ગની સાધના કરવામાં તત્પર થઈને ત્યાં રહેવા લાગ્યો. મારી સાથે સાંસારિક સુખ ભોગવતા સુંદરીએ ગર્ભ ધારણ કર્યો. સમય થયો ત્યારે તેણે પુત્રને જન્મ આપ્યો, તેનું ધન દત્ત એવું નામ પાડ્યુ પ્રતિપાલન કરાતો તે પુત્ર આઠ વર્ષનો થયો પછી તેને વિદ્યા શિખવવા માંડી ક્રમશઃ ઘણી વિદ્યાઓ તે ભણ્યો.

એ પ્રમાણે કેટલોક કાળ ગયા પછી તે નગરમાં શ્રી અજિત-સિંહસૂરિ મહારાજ પધાર્યા. લોકોના મુખેથી તે હકીકત સાંભળીને પુત્ર સહિત અમે દંપતિ વંદન કરવા માટે ગયા. પાંચ અભિગમ સાચવીને તેમને વાંદી તેમની સમીપે બેઠા. તેમણે દેશના આપી; અમૃતના રસને ઝરતી તેમની દેશના સાંભળીને વૈરાગ્યરંગથી રંગાયેલા અમારાં અંતઃકરણ પીગળી

જવાથી અમે બુઝયા એટલે ગૃહસ્થપણું છોડી દઇને તે સૂરિ-મહારાજની પાસે પુત્ર સહિત અમે વ્રત ગ્રહણ કર્યું.

ગ્રહણ આસેવનારૂપ શિક્ષા હું શીખ્યો અને ગુરુની કૃપાથી યથામતિ અનેક શાસ્ત્રોનાં તાત્પર્ય મેં પ્રાપ્ત કર્યાં. ગુરુ પાસે રહીને તપ ક્રિયા કરતાં જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમવડે મને અવધિજ્ઞાન પ્રાપ્ત થયું. પછી ગુરુએ કૃપા કરીને મને સૂરિપદ આપ્યું, અને અનેક સાધુનો સમુદાય મને સોંપ્યો. હું પૃથ્વી ઉપર વિહાર કરતો આજે અહીં આવ્યો છું.

સામે બેઠેલી વાંદરીની સામે જોઇને ધનવતીને ઉદ્દેશીને પૂ. સૂરિમહારાજ ફરમાવે છે કે, આ તારી માતા વહાણ ભાંગવાથી જળમાં ડુબી ગઇ આર્તધ્યાનથી મરીને તે માછલી થઇ અને ફરીવાર મૃત્યુ પામીને તે આ વાંદરી થઈ છે. આર્ત-ધ્યાનથી તિર્યંચની ગતિ, રૌદ્રધ્યાનથી નરકગતિ, ધર્મધ્યાનથી દેવગતિ અને શુક્લધ્યાનથી મોક્ષગતિ મળે છે. શુભ તથા અશુભધ્યાનના મધ્યમ પરિણામથી જીવો મનુષ્યગતિમાં જાય છે. જ્યારે અહીં હું આવ્યો ત્યારે તે મને દેખીને પૂર્વભવના સ્નેહના ઉદયથી અહીં ભમે છે અને નાચે છે.

આ પ્રમાણે ગુરુ મહારાજના ઉપદેશામૃત વચનોને સાંભળીને ધનવતી પોતાની માતા વાંદરીને જોઇને વારંવાર રોવા લાગી, અને 'હા ! માત ! તને શું થયું ? આ પ્રમાણે વારંવાર બોલતી આંખોમાંથી આંસુ પાડવા લાગી.

તે અવસરે ગુરુ મહારાજે ફરમાવ્યુ, વત્સ ! કર્મની ગતિ વિચિત્ર છે અને સંસારસમુદ્ર તરવો કઠીન છે, વલી સંસા-

રવર્તી જીવે એવી કોઈ જાતિ નથી, એવી કોઇ યોનિ નથી, એવું કોઈ સ્થાન નથી ને એવું કોઇ કુળ નથી, કે જ્યાં જન્મ ન લીધો હોય, તેમજ મરણુ પામેલ ન હોય. સંસારના દુઃખથા તરવાને એક ધર્મ જ સમર્થ છે; બીજું કોઈ સમર્થ નથી. તેથી દુર્લભ મનુષ્યભવ પામીને જે વિવેકી જીવો ત્રિકરણુ શુદ્ધિથી જિનધર્મને આરાધે છે, તે જીવો ક્રમશઃ જન્મમરણાદિ સાંસારિક દુઃખને ત્યજી દઇને–ઉખેડી નાખીને સિદ્ધિગતિમાં ચિદાનંદપદ અનુભવે છે.'

પછી તે વાંદરીને વારંવાર ધનવતીની સામે જોતાં અને ગુરુમહારાજનું કથન સાંભળતાં તેમજ પૂર્વે આચરેલ ધર્મકર્માદિકની પ્રવૃત્તિ ધનવતીના તથા ગુરુના મુખેથી સાંભળતાં જાતિસ્મરણુ જ્ઞાન ઉત્પન્ન થયું એટલે ધનવતી તરફ તથા પોતાના પતિ ગુરુ મહારાજ તરફ વારંવાર જોતી તે અત્યંત વિષાદ કરવા લાગી

ગુરુ મહારાજે પોતાની પૂર્વ પત્ની જે અત્યારે વાંદરી થઈ છે, તેને સાંત્વન રૂપ પ્રતિબોધ આપ્યો કે, 'ભદ્રે! હવે નકામો વિષાદ કરવાથી શું? મોહની ગતિ આવી જ છે. તેં મૃત્યુ સમયે પતિ તથા પુત્રીની ચિંતાવડે આર્તધ્યાન કર્યું તેથી તારી તિર્યંચગતિ થઈ પોતાના દોષથી જ જીવો દુર્ગતિમાં જાય છે. સર્વ જીવો પોતાના કરેલા કર્મના અનુસારે જ જેવું કર્મ બાંધ્યું હોય તેવું ફળ અનુભવે છે. પૂર્વનાં કર્મો ભોગવ્યા વગર અગર ઉગ્ર તપશ્ચર્યા કર્યા વગર કોઇ ખપાવવા સમર્થ થતું નથી જે સંસારનું સ્વરૂપ જાણીને તેનાથી ત્રાસ પામી મુક્તિને માટે જ એકાંતે તૈયાર થાય છે, તે નવાં કર્મો બાંધતો

નથી; પરંતુ પૂર્વે બાંધેલા કર્મો તો તે પણ ભોગવીને તથા ઉગ્ર તપ કરીને ખપાવે છે. તું પણ પંચેન્દ્રિય છો, પાંચમા ગુણસ્થાનકને પામવા યોગ્ય છે, તેથી યથાશક્તિ તપ અંગીકાર કર અને નમસ્કાર મહામંત્રનું અવિચ્છિન્ન ધ્યાન કર, તેથી તારો દુર્ગતિમાંથી છુટકારો થશે અને તે બીજવડે પરંપરાએ તું સિદ્ધિસુખને પણ પ્રાપ્ત કરી શકીશ. આ તારી પુત્રી તારી પ્રતિપાલના કરશે અને તને સહાય આપશે '

ઉપરોક્ત ગુરુમહારાજ શ્રી ધનસાગરસૂરિવરનાં પરમ શીતળ ને વિવેકયુક્ત વચનોને સાંભળીને તે ધનવતીની માતા વાંદરીએ એકાંતર ઉપવાસનો નિયમ ગુરુસાક્ષીએ ગ્રહણ કર્યો. ગુરુએ પણ તે બધું ધનવતીને જણાવ્યું અને કહ્યું; 'તારે આ વાંદરીને ઘેર રાખીને તેને સહાય કરવી. આ તારી માતા છે, તેનો પ્રત્યુપકાર કરવાને તું કરોડો ભવે પણ શક્તિમાન થાત નહિ, માતાનો પ્રત્યુપકાર કરવાનો આ એક જ માર્ગ છે કે તે ધર્મથી ભ્રષ્ટ થયેલ હોય તો તેને ફરીથી ધર્મમાં જોડવી; તેમ કરવાથી તમારો માતા–પુત્રીનો સંબંધ સફળ થશે.' ધનવતીએ ગુરુમહારાજનાં ઉપદેશ વચનામૃતનું પાન કર્યું અને પોતાની પૂર્વભવની માતા વાંદરીને તેણે પોતાની પાસે રાખી.

રાજાએ ફરીથી પૂછ્યું; 'સ્વામિન્! ગમે તેટલો પ્રયત્ન કરવા છતાં સોળ કરોડ જ દ્રવ્ય ધર્મદત્તને મળ્યુ, વધારે મળ્યુ નહિ, તેનું તાત્પર્ય આપ કહેવા જતા હતા, તેવામાં નાચતી વાંદરીની વચ્ચે વાત આવી જવાથી વિષયાંતર થયેલ તો કૃપા કરીને આપશ્રી હવે તે ફરમાવો.' ત્યારે ગુરુમહારાજે કહ્યું; 'તમારા પૂર્વભવનો વૃત્તાંત તમે સાવધાન થઈને સાંભળો.'

## ૧૭ : ચંદ્રધવલ રાજાએ દીક્ષા ગ્રહણ કરી :

કલિંગ દેશમાં કાંચનપુર નામે નગર છે. ત્યાં લક્ષ્મીસાગર નામે વ્યાપારી રહેતો હતો. તેને લક્ષ્મીવતી નામે પત્ની હતી. તેનાં ઘરમાં લક્ષ્મી નહોતી, તથાપિ પરંપરાથી જિનધર્મ-વાસિત કુળ હોવાથી ભક્તિથી તે જિનેશ્વરે કહેલ ધર્મ આચરતો હતો. તેની પત્ની પણ તે પ્રમાણે ધર્મસાધનમાં તત્પર હતી. શ્રેષ્ઠી બંને સંધ્યા વખતે પ્રતિક્રમણ કરતો, વળી સમય મળે સામાયિક પણ કરતો હતો. પર્વના દિવસોમાં પૌષધ કરતો હતો, પારણાને દિવસે અતિથિસંવિભાગ કરતો હતો, અને વ્રતને છોડતો નહોતો.

આ પ્રમાણે તે નિરંતર ધર્મ કરતો હતો.

પરંતુ અતિથિ સંવિભાગ વ્રતને અતિચાર સહિત આચરતો હતો કોઈ વખત સચિત્ત વસ્તુ ઉપર પડેલી હોય તો પણ 'આ નિર્દોષ આહાર છે' તેમ કહીને તે સાધુઓને વહોરાવતો હતો, કોઈ વખત દેવાની ઈચ્છા ન હોય ત્યારે અચિત્ત વસ્તુને પણ કુટિલતાથી સચિત્ત વસ્તુ ઉપર મૂકી દેતો હતો; કોઈ વખત કાળ વીતી ગયા પછી સાધુને આમંત્રણ કરતો હતો, વળી ગોચરી ગયેલા સાધુઓ પોતાના નિર્વાહને યોગ્ય આહાર મેળવીને ઉપાશ્રય તરફ પાછા જતા

હોય ત્યારે ઘેરથી બહાર નીકળીને બહુ મોટા સ્વરથી બહુમાન દેખાડતો વિવિધ રીતે આમંત્રણ કરતો હતો

તે સાંભળીને લોકો જાણતા 'અહો ! આની દાનરુચિ કેવી સરસ છે ? સાધુઓને તો નિર્વાહયોગ્ય મળ્યુ એટલે તેઓ વધારે લેતા નથી તેઓ તો નિઃસ્પૃહી છે.' કોઈ વખત સાધુને પોતે આહાર કર્યા પછી આમંત્રણ કરવા જતો હતો. કોઈ વખતે આપવાની ઈચ્છા ન હોય ત્યારે બોલતો કે, 'આ આહાર કરવા લાયક શુદ્ધ વસ્તુ છે, પરંતુ પારકી છે તે ધણી દાનની રુચિવાળો છે તેથી 'અપાયેલ છે.' તેમ સાંભળીને ખુશી થશે' તેથી જો આપને કલ્પતું હોય તો સુખેથી ગ્રહણ કરો.'

તેમ સાંભળીને જિતેંદ્રિય સાધુઓ બોલતા કે, 'એ અમારે કલ્પતું નથી' ત્યારે તે કહેતો કે, 'તમને આપ્યા વગર હું કેવી રીતે તે વસ્તુ ખાઈશ અને તે આવશે એટલે આગ્રહપૂર્વક તે મને ખાવાનું કહેશે, તેને ના પાડવાને હું સમર્થ નથી, તે વખતે શું વ્યવસ્થા થશે ?'

ત્યારે સાધુઓ કહેતા કે, 'તેમ થાય તો તમને યથા-રુચિ ખાવાની છુટ છે.' ત્યારે તે વસ્તુ ખાતો હતો. કોઈ વખતે 'અમુક પુરૂષ આપે છે, શું હું તેનાથી હીન છું ?' તે પ્રમાણે અભિમાન તથા માત્સર્યથી પારકાની ઇર્ષ્યા કરતો હતો; અથવા નહિ ઇચ્છતાં છતાં સાધુઓ આવ્યા, જે વસ્તુની સાધુઓ યાચના કરવા નીકળ્યા છે, તે વસ્તુ મુખ નજીક જ પડેલી છે, તેઓ દેખેલી વસ્તુ માંગે, પછી તે વહોરાવ્યા વિના

કેમ ચાલે? માટે તેમની દૃષ્ટિએ ના પડવા દેવી તેજ સારૂં, સાધુઓ દેખે તો તરત જ યાચના કરે છે, તેથી વસ્તુ દેખાડવી જ નહિ.' આમ તે કોઇ કોઇ વખતે વિચારતો. આ રીતે કોઇ કોઈ વખત કૃપણતાના દોષથી તથા માત્સર્યથી અતિચાર સહિત અતિથિસંવિભાગ વ્રતને તે આચરતો હતો. આમ મલિનપણે ધર્મને આચરતા તેના ઘણા દિવસો વ્યતીત થયા.

એક દિવસ તે ગામમાંથી કોઈ સાર્થ વસંતપુર તરફ જવાને તૈયાર થયો, સર્વ લોકો રસ્તાની સામગ્રી તૈયાર કરવા લાગ્યા. તે વખતે વસુદેવ નામના તેના મિત્રે લક્ષ્મીસાગરને કહ્યું; 'મિત્ર! હું વસંતપુર જવાનો છું, તેથી તું પણ વસંતપુર આવવા તૈયાર થા '

લક્ષ્મીસાગરે કહ્યું; 'મિત્ર! ગાડું બળદ વગેરે મારે નથી; તેથી હું કેવી રીતે તૈયાર થાઉ?' વસુદેવે કહ્યું; 'બળદ વગેરેનો જોગ હું કરી આપીશ, તારાથી બીજી જે કાંઇ તૈયારી થાય તે કરજે' આ પ્રમાણે મિત્રે ઉત્સાહિત કર્યો એટલે તે પણ તૈયાર થઇ ગયો સાર્થેશ ચાલ્યો, પછવાડે તે બંને પણ ગાડું ભરીને બળદ વગેરે સહિત ચાલ્યા. તેઓ કોઇ જળ તથા ઘાસવાળા પ્રદેશમાં સાર્થની સાથે રાતવાસો રહ્યા. લક્ષ્મીસાગર પણ સારૂં સ્થળ જોઇને ત્યા ઉતર્યો રાત્રે નિદ્રાનો અવસર થયો ત્યારે તે સૂઈ ગયો.

પાછલી રાત્રે ઉઠીને નિદ્રા ત્યજીને સામાયિક લઈને તે પરમેષ્ઠીનુ સ્મરણ કરવા લાગ્યો; તેટલામાં રાત્રિનો સમય જુજ

બાકી રહેલો જાણીને જેઓ પગે ચાલનારા હતા તેઓએ સાર્થેશને વિનંતિ કરી કે 'શ્રેષ્ઠિન્! આ ઉન્હાળાનો સમય છે, દિવસ ચઢશે તો તડકામાં અમે દુ ખી થઈશું; તેથી શીતળ સમયમાં પંથ કાપવો સારો છે.' તે સાંભળીને સાર્થવાહે પોતાના સેવકોને આદેશ કર્યો; 'તાકીદે સાર્થને માર્ગે વહેતો કરો. તેથી સેવકોએ પોકાર કર્યો; 'અરે સાર્થના લોકો! સાર્થ ચાલે છે, સર્વ તૈયાર થઈ જાઓ.

ત્યારે બધા પોતપોતાનાં ગાડાં જોડવા લાગ્યા, તે વખતે લક્ષ્મીસાગરે પોતાનો નિયમ જણાવવાને માટે અને વિલંબ કરવા માટે બે ત્રણવાર 'હું હું' એમ કર્યું, ઉધરસ ખાધી; તો પણ એ બધા તો ચાલ્યા, ત્યારે તેણે વચનથી કહ્યું; 'અરે મેં સામાયિક લીધેલ છે'

તે સાંભળીને સ્વાર્થપ્રિય કેટલાક લોકો બોલવા લાગ્યા કે, 'શેઠની નિપુણતા જુઓ, સામાયિક માટે કેવો વખત પસંદ કર્યો છે. દૂર પ્રયાણ કરવું છે. અરૂણોદય થયે તડકો થશે, લોકો અને બળદો તડકામાં પીડા પામશે પશુઓ ભાર વહેતાં ભૂખ્યા થશે તો પણ ઉતારો કરીશુ ત્યારેજ આહાર મળશે, છતા આ તો પોતાનું ધર્મરસિકપણુ જણાવવા માટે જાણે હોય તે રીતે આ સમયે સામાયિક લઈને બેઠેલ છે.' તે પ્રમાણે બોલતાં ગાડા જોડીને તેઓ ચાલવા લાગ્યા.

કોઈ મુખે દાક્ષિણ્યતા દેખાડતા 'અરે શ્રેષ્ઠી! અમે જતા નથી, ગાડાં જોડીને માર્ગે ઉભા રાખીએ છીએ, તમે તાકીદે આવજો, વિલંબ કરશો નહિ.' તેમ કહીને આગળ ચાલ્યા.

લક્ષ્મીસાગરના ગાડા અને બળદો ત્યાંજ રહ્યા. બીજું કોઇ રહ્યું નહિ. તે વખતે તેણે વિચાર્યું કે 'આવા પાપબુદ્ધિવાળાની મિત્રતાને ધિક્કાર છે, સર્વ લોકો એકલા સ્વાર્થમાંજ તત્પર છે. મારે તો ધર્મ જ ખરો સહાયભૂત છે. તે કંઇ ગયો નથી. હવે પછી આવાની સાથે મિત્રતા કરવી નહિ. પુન્યોદયજ સર્વત્ર સહાયક છે એ શાસ્ત્રવચન સર્વદા સત્ય છે, ને મારે તેના પર જ શ્રદ્ધા રાખવી. આ રીતે મનમાં નિશ્ચય કરીને સામાયિક પૂર્ણ થયે લક્ષ્મીસાગરે પાર્યું. અને બધો સરસામાન તૈયાર કરીને તે ચાલવાની તૈયારી કરતો હતો, તેવામાં ખુબારવ થયો. થોડો આગળ તે ચાલ્યો; તેટલામાં આગળ ગયેલા સાર્થના લોકોને વસ્ત્રરહિત પ્રાયે નગ્ન સ્થિતિમાં સામે દોડીને આવતા તેણે દીઠા.

તે દેખીને વિસ્મિત થઇ તેણે પૂછ્યું; કે 'તમારી આવી અવસ્થા કેમ થઇ ?'

તેઓએ કહ્યું; 'તું ધન્ય છે, તારા ધર્મને ધન્ય છે, તારી આસ્થાને ધન્ય છે! જેવી તારી ધર્મમાં સ્થિરતા છે તેવું જ તારૂં પુન્ય તને પ્રત્યક્ષ રીતે ફળેલું દેખાય છે. અમે ઉતાવળા થઇને આગળ ચાલ્યા, અર્ધો ગાઉ ગયા, તેવામાં ઝાડીમાંથી ધાડ પડી, ચોરોએ અમારૂં બધું લૂંટી લઇ આવા કરીને અમને છોડયા. આખા સાર્થને તેઓએ લૂંટી લીધો છે, કોઇને છોડયા નથી ' એ સાંભળીને લક્ષ્મીસાગર શ્રેષ્ઠીએ તેઓને વસ્ત્રાદિક આપ્યા, તેથી તેના યશની વૃદ્ધિ થઇ.

શેઠે વિચાર્યું; 'હવે આગળ જવું યુક્ત નથી, હું પુન્યથી

ઉગર્યો છું, સર્વત્ર પુન્યબળનો પ્રભાવજ જાગૃત છે જો પુન્યબળ હોય તો ઘેર બેઠાજ લાભ થાય છે આજથી હવે બળદાદિવડે દેશાંતર જઇને ખરકર્માદિ વ્યાપાર કરવો મને યોગ્ય નથી, કારણકે શાસ્ત્રમાં તેનું મોટું પ્રાયશ્ચિત કહ્યું છે. માટે આજથી એવા વ્યાપારનો હું યાવજ્જીવ ત્યાગ કરૂં છું '

આ પ્રમાણે નિયમ કરીને લક્ષ્મીસાગર શ્રેષ્ઠી પાછો વળી તે ઘેર આવ્યો, તે વખતે તેનાં પુન્યબળથી કાંચનપુરમાંથી વસંતપુર જઇને વેચવા માટે જે કરિયાણું લીધું હતું, તેની કાંચનપુરમાંજ કિમત વધી ગઇ, શ્રેષ્ઠીએ તે વેચીને વસંતપુરમાં મળત તે કરતાં અધિક લાભ મેળવ્યો એ રીતે શેઠને લાભ, યશ અને ધર્મ ત્રણેયની વૃદ્ધિ થઇ.

લોકો તેની પ્રશંસા કરવા લાગ્યા; ' આ શેઠને ધન્ય છે! જેવી તેની ધર્મમાં દ્રઢતા છે તેવીજ ઘરમાં રહેલા તેના ધનની વૃદ્ધિ થઇ છે. ' પછી તે ધનવડે ધીમે ધીમે તે ઘણો વ્યાપાર કરવા લાગ્યો, અને પુન્યબળથી ધીમે ધીમે તેની લક્ષ્મી પણ વધવા લાગી અનુક્રમે તે મોટો શ્રેષ્ઠી થયો અને સર્વત્ર તેની ખ્યાતિ થઈ.

કેટલાક વખતે તેને ઘેર પુત્ર અવતર્યો, તેનુ તેણે ' લક્ષ્મી ચંદ્ર ' નામ પાડયું. અનુક્રમે તે મોટો થયો. એટલે તેને ભણવા મોકલ્યો. અલ્પ સમયમાં બધી કળાઓ તે શિખ્યો. પિતાની સંગતિમાં ધર્મક્રિયામાં તે કુશળ અને રૂચિવંત થયો. અનુક્રમે તે યૌવન પામ્યો. વ્યાપારકાર્યમાં નિપુણ થવાથી તે લોકોમાં અગ્રેસર થયો. તેનું વચન બધા પ્રમાણભૂત ગણવા

લાગ્યા પછી લક્ષ્મીસાગર શેઠે પુત્ર લક્ષ્મીચંદ્રને વયપ્રાપ્ત જાણીને અને તેની નિપુણતા જોઇને શ્રેષ્ઠીપુત્રી શ્રીકાંતા સાથે તેનું સગપણ કર્યું, અને વિવાહ કરવાની તૈયારી કરવા લાગ્યો, જ્ઞાતિના લોકોને, સ્વજનોને, તથા પરિચિત જનોને જમાડવા માટે ઘણાં દ્રવ્યો મેળવીને જુદી જુદી જાતનાં મોદકો બનાવરાવીને પહેલેથીજ તેણે ઓરડા ભરી રાખ્યા.

એક દિવસે શ્રેષ્ઠી પોતાના ઘરના જિનાલયમાં જિનેશ્વર દેવની પૂજા કરતો હતો. તે વખતે મધ્યાહ્ન સમયે તે શ્રેષ્ઠીને ઘેર કેટલાક સાધુઓ એષણીય આહારની ગવેષણા કરતા કરતા આવ્યા.

ઘરમંદિરમાં રહેલ શ્રેષ્ઠીએ 'ધર્મલાભ' એવો શબ્દ સાંભળીને કહ્યું; 'ઘરમાં કોણ વહોરાવનાર છે? નીચે રહેલા લક્ષ્મીચંદ્રે કહ્યું; 'પિતાજી! હું અહીં છું' શેઠે કહ્યું; 'અહીં આવ.' ત્યારે લક્ષ્મીચંદ્ર બાપની પાસે આવ્યો.

'વત્સ! તું પૂછ, કોણ સૂરિમહારાજ પધાર્યા છે? અને તે કેટલા પરિવારથી પરિવરેલા છે?' લક્ષ્મીચંદ્રે બહાર આવીને પિતાએ કહ્યા પ્રમાણે પૂછ્યું.

સાધુઓએ કહ્યું; 'દેવાનુપ્રિય! આજે શ્રી ધર્મઘોષસૂરિજી મહારાજ પાંચસો સાધુઓના પરિવાર સહિત પધારેલા છે, અમે તેમના શિષ્યો છીએ, ગુરુની આજ્ઞાથી એષણીય આહારની ગવેષણા કરતા કરતા અમે અહિં આવ્યા છીએ.' ત્યારે લક્ષ્મીચંદ્રે તે સર્વ વૃત્તાંત પોતાના પિતા લક્ષ્મીસાગર શ્રેષ્ઠીને કહ્યો.

તે સાંભળીને શ્રેષ્ઠીએ કહ્યું; 'વત્સ! આ તપોધન મુનિઓ પાંચસોના પરિવારથી પરિવરેલા છે, તેમાં કોઇ વૃદ્ધ હશે, કોઈ ઉગ્ર તપસ્વી હશે, કોઈ બહુશ્રુત હશે, કોઇ પ્રતિમાધારી હશે, કોઈ વૃદ્ધાવસ્થાથી જર્જરિત દેહવાળા હશે. કોઈ વિવિધ અભિગ્રહધારી હશે, કોઇ જુદા જુદા આગમના અભ્યાસમાં તત્પર હશે, કોઈ ગ્લાન હશે તો પણ શરીર ઉપર મૂર્છા રહિત હશે તેઓને ભક્તિથી દાન આપવામાં ઘણું પુન્ય થશે કહ્યું છે કેઃ– 'પંથથી શ્રાંત થયેલા, ગ્લાન, આગમ અવગાહવાળા, લોચ કરાવ્યો હોય તેવા, તથા ઉત્તરપારણાવાળાને વહોરાવવાથી બહુ ફળ થાય છે.' આ કારણથી વત્સ! એ સાધુઓને સોળ મોદક વહોરાવ! વળી સાધુઓ ઘણા છે, તેથી ચાર-પાંચ સાધુઓને થાય તેટલો આહાર દે, આપણાં ઘરને યોગ્ય દાન દેવું જોઈએ.'

પછી લક્ષ્મીચંદ્રે 'હા' કહી નીચે જઇને વિચાર્યું; 'પિતાએ તો સોળ મોદક વહોરાવવાનીજ આજ્ઞા આપી છે. પરંતુ સાધુઓ તો ઘણા છે મારા વિવાહને માટે હજારો મોદકો કરાવેલા છે, તે તો અવિરતિ, મિથ્યાત્વી, સંસારી જીવો ખાઈ જશે. આ નિ:સ્પૃહી તપસ્વીઓ રત્નપાત્રતુલ્ય છે, મહાપુન્યના ઉદય વડેજ તેઓનો યોગ મળે છે. સાધુઓ તો આહાર કરીને સ્વાધ્યાય, ધ્યાન, તપ-જપાદિકમાં પ્રવર્તશે. સંસારી જીવો તો ભારે આહાર ખાઇને વિશેષ રીતે વિષયાદિકમાં પ્રવર્તશે. તેથી મારા વિવાહને માટે કરાવેલા મોદકો જો હું આ સાધુઓને વહોરાવીશ તો તે આ ભવ પરભવ બંનેમાં મને ઘણો લાભ આપનારા થશે; ભક્તિથી હું અધિક

આપીશ તો લાભ મને જ થશે. વૃદ્ધા તો પ્રાયઃ સંકુચિત મનવાળા હોય છે. આજે મારા મહાભાગ્યનો ઉદય થયો કે જેથી વિવાહના અવસરે મોદકથી ભરેલા ગૃહમાં નહિ આમંત્રેલા પણ જંગમ કલ્પવૃક્ષ જેવા સાધુઓ કોઇ સ્થળેથી જન્મદરિદ્રીના ઘરમાં કામધેનુનું આગમન થાય તેવી રીતે મને લાભ આપવા પધાર્યા છે, તો આવા અચિંત્ય લાભનું સ્થાન મળે તેને કોણ મૂકી દે?'

આમ વીર્યોલ્લાસની વૃદ્ધિથી પ્રફુલ્લ હૃદયવાળા અને રોમાંચિત શરીરવાળા લક્ષ્મીચંદ્રે હર્ષપૂર્વક સંખ્યા ગણ્યા વગર મોદકોવડે શિખા સુધી થાળ ભરીને બંને હાથોવતી તે ઉપાડીને સાધુમહારાજની સન્મુખ આવી હસતા મુખેથી કહ્યું; 'સ્વામિન્! મોદકો ગ્રહણ કરો' ત્યારે સાધુઓએ આગમાનુસારે ઉપયોગ દઇને શુદ્ધ આહાર જાણીને કહ્યું; 'દેવાનુપ્રિય! આટલા બધા મોદકો શું કામ લાવ્યો? આ મોદકોમાંથી યથાયોગ્ય અમને વહોરાવ. વધારેનું અમારે પ્રયોજન નથી કોઇને અંતરાય થાય નહિ તેમ કરજે.'

લક્ષ્મીચંદ્રે કહ્યું; 'સ્વામિન્! અંતરાય તો હવે તૂટેલો છે, કેમ કે મારા જેવા રંકનું ઘર આપનાં ચરણન્યાસથી પવિત્ર થયુ છે; વળી મારા મોટા ભાગ્યોદયવડે ઘણા સાધુઓ સાથે શ્રી ધર્મઘોષસૂરિ મહારાજ પધારેલા છે. આ મોદકો આપે રુચિ પ્રમાણે આહારમાં લેવા અને બીજા અન્ય સાધુઓને આપવા. મારી ભાવના કૃપા કરીને પૂર્ણ કરો, પાત્ર પ્રસારો અને મને આપ ભવસમુદ્રમાંથી તારો.'

આમ લક્ષ્મીચંદ્રનો અતિ ભાવપૂર્વકનો ઉલ્લાસ જાણીને તે નિઃસ્પૃહી મુનિઓએ 'આના ભાવનો વ્યાઘાત ન થાઓ' એવા હેતુથી પાત્ર પ્રસાર્યું. પછી લક્ષ્મીચંદ્રે પોતાના બંને હાથવડે થાળ ઉપાડીને પરમ પ્રીતિવડે પાત્રમાં તથા ઝોલીમાં તે મોદકો વહોરાવવા માંડયા. સાધુઓએ 'ઘણા થયા–ઘણા થયા' તેમ કહ્યું તો પણ સર્વે મોદકો તેણે વહોરાવી દીધા.

આ શુભ અવસરે લક્ષ્મીચંદ્રના હૃદયમાં હર્ષ સમાતો નહોતો. એટલે પ્રસન્નવદનથી તે વિનંતિ કરવા લાગ્યો; 'આપ દયાલુએ મારા જેવા બાળક ઉપર આજે મોટી કૃપા કરી, કેમકે મારો ભાવ ખંડિત કર્યો નહિ. હું સારી રીતે જાણું છું કે આપને તેની સ્પૃહા નથી, સાધુને તો તુચ્છ ધાન્ય ઉપર અથવા ઘેબર ઉપર કાંઇ ન્યૂનાધિકપણું હોતું નથી, પણ કેવળ આ બાળકની ઇચ્છા પૂરવા માટે જ કૃપાળુ એવા આપે મારી વિજ્ઞપ્તિ સ્વીકારી છે; આપનો ઉપકાર જન્મ પર્યંત હું વિસરીશ નહિ, વળી ફરીથી આવો દિવસ ક્યારે આવશે?'

આમ હૃદયના ભાવથી ઉદ્ગારો કાઢતા તે લક્ષ્મીચંદ્રે સાધુભગવંતોને વંદના કરી, પછી સાધુઓ ધર્મલાભ આપીને પોતાની વસતિ તરફ પાછા વળ્યા. લક્ષ્મીચંદ્ર પણ સાત આઠ પગલાં સુધી વળાવવા જઈને વંદના કરી દાનની અનુમોદના કરતો ઘેર આવી ગૃહકાર્યમાં પ્રવૃત્ત થયો. લક્ષ્મીચંદ્રે એ સમયે ભાવોલ્લાસવડે ઘણું પુન્ય ઉપાર્જન કર્યું. દૂષણ રહિત અને ભૂષણ સહિત આપેલું દાન અનંતગણુ ફળે છે

સુપાત્ર દાનના આ દૂષણો આ મુજબ છે– 'અનાદર,

વિલંબ, વિમુખતા, કટુ વચન અને પશ્ચાતાપ એ પાંચ દાનનાં દૂષણો છે' સુપાત્ર દાનનાં પાંચ ભૂષણો આ પ્રમાણે છે; 'આનંદના અશ્રુ, રોમાંચ, બહુમાન, પ્રિય વચન તથા અવસરે તેની અનુમોદના આ દાનનાં પાંચ ભૂષણો છે'

પૂજા પૂર્ણ થતાં શ્રેષ્ઠીએ લક્ષ્મીચંદ્રને પૂછયું; 'મેં કહ્યું તેટલા મોદકો સાધુ મહારાજને તેં વહોરાવ્યા ?' જવાબમાં તેણે કહ્યું, 'હા વહોરાવ્યા'

શ્રેષ્ઠીએ તે વખતે પરિમિત ભાવથી તેટલું જ પુન્ય ઉપાર્જન કર્યું અધ્યવસાયની વિચિત્ર ગતિ છે પુત્રે અપરિમિત ભાવોલ્લાસથી તથા પાત્રનાં બહુમાનથી અમિત પુન્ય ઉપાર્જન કર્યું. ગંભીરપણાથી તેણે તે કોઇને કહ્યું નહિ. યથા અવસરે તેણે તેની અનુમોદના કરી. મુહૂર્તને દિવસે લક્ષ્મીચંદ્રનો વિવાહ થયો

કેટલાક દિવસ સુધી ભવ્ય જીવોને પ્રતિબોધીને ધર્મઘોષસૂરિ મહારાજે અન્યત્ર વિહાર કર્યો, પછી તે પિતાપુત્ર જીવિતપર્યંત ધર્મની પ્રતિપાલના કરીને આયુ પૂર્ણ થયું ત્યારે મૃત્યુ પામી સૌધર્મ દેવલોકમાં દેવ થયા. ત્યાંથી ચ્યવીને લક્ષ્મીસાગર શ્રેષ્ઠી-પિતાનો જીવ ધર્મદત્ત થયો છે. પૂર્વ જન્મમાં અતિથિ સંવિભાગ વ્રતમાં આંતરે આંતરે અતિચાર લગાડવાથી આંતરે આંતરે દુઃખ પ્રાપ્ત થયુ; વળી સોળ જ મોદકનું દાન દેવાના અભિપ્રાયથી સોળ કરોડ સોનૈયાનો જ તે નાયક થયો. વધારે મળ્યુ નહિ. પુત્ર લક્ષ્મીચંદ્રનો જીવ તું આ ભવમાં ચંદ્રધવલ રાજા થયો. પૂર્ણ ભક્તિથી દાન આપવા

વડે અધિકતર પુન્ય ઉપાર્જન કરવાથી અક્ષય સુવર્ણપુરૂષ તને પ્રાપ્ત થયો '

આચાર્ય મહારાજશ્રી ધર્મઘોષસૂરિજી મહારાજ પાસેથી પોતાના પૂર્વભવની વાર્તા સાંભળીને ચંદ્રધવલ રાજા વિચારવા લાગ્યો; 'શાસ્ત્રમાં જે કહ્યું છે તે પ્રમાણે જ થતું દેખાય છે વળી સંસારમાં સાચું સુખ છે નહિ, ને મોક્ષ વગર અક્ષયસુખ મળતું નથી.'

આ પ્રમાણે વિચારીને ચંદ્રધવલ રાજાએ ગુરુમહારાજને કહ્યું; 'પ્રભો! અપાર એવા ભવરૂપી સમુદ્રને તરવા માટે ચારિત્રરૂપી પ્રવહણ અને આપ આપો, આપની કૃપાથી મારૂં કાર્ય સિદ્ધ થશે. હું ઘેર જઈને જનવ્યવહારની નિશ્રાએ રાજ્યની વ્યવસ્થા કરીને, યાવજ્જીવ આપનાં ચરણની સેવા કરવા માટે આવું છું; ત્યાં સુધી આપે આ રંક ઉપર કૃપા કરીને અહીં રોકાવું.'

ગુરુમહારાજે ફરમાવ્યુ; 'મહાનુભાવ! જેમ આત્માનું હિત થાય તેમ કરો, પરંતુ પ્રમાદ કરશો નહિ.' રાજાએ કહ્યું 'તહત્તિ.' પછી ચંદ્રધવલ રાજાએ ગુરુમહારાજને નમસ્કાર કર્યા અને ઘેર આવીને ભોજન કરી સભામંડપમાં આવી મહામંત્રીને બોલાવીને કહ્યું; મંત્રીશ્વર! રાજ્ય કોને આપવું?'

મહામંત્રીએ જવાબમાં કહ્યું; 'સ્વામિન્! જગતમાં વિધિની ગતિ વિપરિત છે '

'ચંદ્રમાં કલંક, કમલિનીની નાળમાં વકતા, સમુદ્રનું

પાણી ખારૂં, પંડિતમાં નિર્ધનપણું, વહાલામાં વિયોગ, સુરૂપમાં દુર્ભાગ્યપણું અને ધનવંતમાં કૃપણપણું આ પ્રમાણે વિધિએ રત્નોને દૂષિત કરેલા છે.' જે જે ઉત્તમ પદાર્થો છે તે બધા એકેક દોષથી દૂષિત થયેલા જણાય છે કારણ કે શુદ્ધ ન્યાય પ્રવર્તાવનાર, સુવર્ણ આપીને સમસ્ત લોકોનું ઋણ છેદનાર, સંવત્સર પ્રવર્તાવનાર, શ્રીમાન્ જિનેશ્વરના ધર્મમાં જ રક્ત, પરોપકાર કરવામાં અગ્રેસર એવા આપને પુત્ર થયો નથી.' કે જે રાજ્યનું યોગ્ય રીતે પાલન કરી શકે. વળી જેવા તેવા નિપુણતા વગરનાને રાજ્ય આપવું તે યુક્ત નથી. તેથી હાલ તો જ્યાં સુધી રાજ્યને લાયક પુરુષનો સંયોગ ન થાય ત્યાં સુધી આપજ રાજ્ય કરો! ન્યાયમાં એકનિષ્ઠ અને દુષ્કર્મથી વિમુખ થયેલા આપના જેવાને રાજ્યની પ્રતિપાલનામાં પણ મોટું પુન્ય છે. કારણ કે, 'રાજા શુદ્ધ ધર્મમાં તત્પર હોય છે' તેવું શ્રુતિવાકય છે. ગૃહસ્થોએ પણ અનેક પ્રકારના દાનદયાદિ ધર્મકર્મો કરીને સંસારનો અંત કર્યો સંભળાય છે, પરંતુ અયોગ્યને રાજ્ય આપ્યું સંભળાતું નથી. પ્રથમના સમયમાં ગૃહસ્થો પણ જિનેશ્વરદેવની આજ્ઞા પાળીને જીવનમુક્ત એવું બિરૂદ મેળવતા હતા. વળી સિદ્ધાંતમાં પણ ગૃહસ્થલિંગે અનંતા સિદ્ધ થયા છે તેમ કહેલું સંભળાય છે, તેથી જ્યા સુધી ચારિત્રનો અંતરાય હોય ત્યાં સુધી તો આપ જ રાજ્ય કરો જગતમા પરોપકાર કરવા જેવો અન્ય કોઈ ધર્મ નથી '

પોતાના મંત્રીના આવા વ્યામોહ કરનારાં વચનોને સાંભળીને જરા હસી ચંદ્રધવલ રાજાએ કહ્યું: ' મંત્રીશ્વર તેં વચન-

રચનાવડે રાજ્યપાલનનો ધર્મ મને દેખાડયો, પણ તે કોને માટે છે? જે પાંચ મહાવ્રત પાળવામાં અશક્ત હોય, મંદ વીર્યવાળા હોય, શિવકુમારની જેમ પિતાએ જેને રજા આપી ન હોય, પૂર્વે કરેલ પ્રશસ્ત ભક્તિના રાગથી જેને અતિશય પુણ્ય-પ્રકૃતિનો ઉદય હોય, અથવા અવિરતિના ઉદય સાથે પૂર્વે સંચય કરેલ પુન્યના સમૂહનો ઉદય હોય તેને ચારિત્રધર્મ પ્રિય હોય, તોપણ ગૃહસ્થપણામાં રહીને ન્યાયથી રાજ્ય કરે તો તે જિનાજ્ઞાનો આરાધક છે' વળી તેં કહ્યું કે, 'ગૃહસ્થલિંગે અનંતા સિધ્યા છે તેમ સંભળાય છે.' તે સાચું છે; પરંતુ તેઓને તથાપ્રકારની ભવિતવ્યતાના યોગથી, કર્મના પરિપાકના યોગથી, ઘણા ભોગ્ય કર્મોના ઉદયથી, અથવા બાધક કર્મની અલ્પ-તાથી તે પ્રમાણે બનેલું હોય છે, તે તો એકાંત અપવાદ માર્ગ છે, તે રાજપંથ નથી. અને તેવા સિદ્ધોનું અનંતપણું તે કાળની બહુલતાએ છે. કોઈ મૂર્ખ તે પ્રમાણે જાણીને ગૃહ-સ્થ ધર્મમાં રહીને મોક્ષને સાધ્ય કરવા ઇચ્છે છે તેને ઇચ્છિ-તની સિદ્ધિ થતી નથી.'

'જેને ઘણાં કર્મો સ્થિતિમાં તથા સત્તામાં હોય તેવા અમારા જેવાને તો ગુરુની કૃપાથી સંસારનું સ્વરૂપ જાણીને જન્મ, જરા, મરણ, રોગ, શોક વગેરેની પ્રાપ્તિથી જેનો વૈરા-ગ્યરંગ ઉલ્લસાયમાન થયો છે તેવાઓને તો શીઘ્રતાથી ચારિત્ર લેવું તેજ ઉત્તમ છે, તેમાં વિલંબ કરવો તે મૂર્ખાઇ છે; કારણ કે, ધર્મની ત્વરિત ગતિ છે.' સંસારમાં તો શ્રેય-

કારી ધર્મમાર્ગમાં ઘણાં વિઘ્નો આવે છે જો કદાચિત્ વિલંબ કરીએ તો અધ્યવસાયાદિના નિમિત્તયોગથી આયુકર્મની અપવર્તના થઈ જાયતો મરણ આવે ત્યારે કલ્પેલી ધારણા નિષ્ફળ થાય છે અને પછી અન્ય ગતિમાં ગયેલા જીવને પૂર્વભવમાં કરેલ સંયમ, તપ, શ્રુતાદિ કાંઇ સાંભરતું નથી, ત્યાં જઇને તે જેનાં કુળમાં ઉપજે તેની જ તેને શ્રદ્ધા મળે છે બીજાની શ્રદ્ધા પ્રાયઃ તે આવતી નથી.

'કોઇક જીવને કવચિત્ સુમંગલાચાર્ય, આર્દ્રકુમાર વગેરેની આફક પૂર્વે બાંધેલ પ્રબળ આરાધક પુન્યના ઉદયથી કોઇ સહાય કરનાર મળે છે, તો ધર્માદિ સાંભરે છે, પરંતુ આત્મીય સ્વભાવથી તેમ બનતું નથી, હાથમાંથી ગયા પછી ફરીથી પામવું મુશ્કેલ છે'

વળી તેં કહ્યું કે, 'પરોપકાર જેવો બીજો ધર્મ નથી' તે સાચું છે; પરંતુ પહેલા પોતાના આત્માને તારીને પછીજ બીજાને તારી શકાય છે. આ સાધકનું લક્ષણ છે, અને શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા તેજ જાણવી; પરંતુ આત્માને સંસાર પંથમાં વિચરતો રાખીને અન્ય ઉપર ઉપકાર કરવા જવું તેમાં શું ડહાપણ ? શી મોટાઈ ? જેવી રીતે પોતાના છોકરાઓ ભૂખ્યા રહે અને બજારમાં દાનશાળા કરવી તે વ્યર્થ છે, તેમજ તેવું કરનારની મૂર્ખાઇ કહેવાય છે, તેવીજ રીતે પોતાને સંસારમાં રખડાવી અન્યને તારવા જવાનો પરોપકાર કરવા જનાર મૂર્ખ છે. હું કાંઇ તેવો મૂર્ખ નથી, તેથી જે થવાનું હોય તે થાઓ, પરંતુ હું અવશ્ય ચારિત્ર ગ્રહણ કરીશ;

કારણકે જિનેશ્વરદેવે ધર્મમાં ઉદ્યમને જ મુખ્યપણે જણાવ્યો છે અને ઉદયમાં કર્મોની મુખ્યતા કહેલી છે. તેથી આવતી કાલે હું તો અવશ્ય ચારિત્ર ગ્રહણ કરીશ.' આમ કહી મંત્રીને રજા આપીને સંયમ લેવાની ચિંતામાં તત્પર ચંદ્રધવલરાજા શય્યામાં સૂતો. તે વખતે પાછલી રાત્રે તેને સ્વપ્ન આવ્યું, તેમાં તેણે જોયું, કે 'કોઇ દિવ્ય રૂપધારી, દિવ્ય આભરણોથી શોભતી દેવી રાજા પાસે આવીને કહેવા લાગી; 'રાજન્! રાજ્યની ચિંતા કરીશ નહિ. તારૂં રાજ્ય ન્યાયમાં એકનિષ્ઠ વીરધવલને આપ્યું છે, તેથી ઉત્સાહપૂર્વક સુખે તું સંયમ ગ્રહણ કરજે. સંયમશ્રીને સહાય કરનાર આ વરમાળા તારા કંઠમાં હું નાંખું છું.' આમ કહીને તે દેવી અદ્રશ્ય થઇ ગઇ.

ત્યારબાદ રાજા શય્યામાંથી ઉઠીને વિચારવા લાગ્યો; 'આ શું? આનો શો અર્થ? વીરધવલ કોણ? મેં તેનું તો નામ પણ સાંભળ્યું નથી.' આ પ્રમાણે વિચારતાં પ્રભાત થયું; ત્યારે મંત્રીશ્વરને બોલાવીને ચંદ્રધવલ રાજાએ રાત્રીનો સમગ્ર વૃત્તાંત તેને કહ્યો અને પૂછ્યું; 'વીરધવળ કોણ? જેને પૂર્વે કોઇ દિવસ જાણ્યો નથી, તે આપણા રાજ્યને યોગ્ય છે કે નહિ તેની શી ખબર?

મંત્રીશ્વરે કહ્યું; 'અમે પણ તેને ઓળખતા નથી, માટે ગુરુમહારાજશ્રી પાસે જઇને આપણે આ બધો વૃત્તાંત તેમને પૂછીએ; ત્યારબાદ ચંદ્રધવલ રાજા પોતાના અલ્પ પરિવારને સાથે લઇને ગુરુ મહારાજા પાસે ગયો, અને નમીને રાત્રીએ આવેલ સ્વપ્નનું સ્વરૂપ તેણે કહી બતાવ્યું અને પૂછયું;

'સ્વામિન્ ! એ વીરધવલ કોણ છે ? પૂર્વે અમે કોઇ દિવસ તેને જાણ્યો નથી, તેમ સાંભળ્યો પણ નથી.'

ત્યારે ગુરુમહારાજે કહ્યું; 'રાજન્ ! તું સંયમ માટે તયાર થા. જ્યારે તું દીક્ષા લેવાને અહીં આવીશ, ત્યારે પૂર્વ દિશામાંથી તેનું આગમન થશે; ને તે તારો દીક્ષા ઉત્સવ કરશે.'

ગુરુમહારાજનાં વચનોને સાંભળીને ચંદ્રધવલરાજા નિશ્ચિત થઇ ઘેર જઇને સેવક વગેરેને યથાયોગ્ય ધન આપી, ધનથી અધિક આત્મલક્ષ્મીને પરિપુષ્ટ કરનાર સાધનરૂપ સંયમલક્ષ્મીને જાણી તેને ગ્રહણ કરવાને ઇચ્છતા તેણે જિનભવન, જિનબિંબ વગેરે સાતે ક્ષેત્રોમાં ઉલ્લાસપૂર્વક પુષ્કળ ધન વાપર્યું અને તે ધન્ય તેમજ કૃતકૃત્ય થયો.

તે સમયે ધર્મદત્ત પણ ધનવતીની કુક્ષિથી ઉત્પન્ન થયેલ રત્નસિંહ નામના પોતાના પુત્રને ઘરનો ભાર સોંપીને ધનવતીની સાથે સંયમ લેવાને તત્પર થઇ ગયો. તે પણ સ્વજન પરિવારાદિકને યથોચિત દાન આપી, સર્વેની સાથે ક્ષમાપના કરી, તેઓની અશિષ લઈને પત્ની સાથે નીકળ્યો. પછી ચંદ્રધવલ રાજા અને ધર્મદત્ત મહોત્સવપૂર્વક સર્વ ઋદ્ધિ સહિત ગુરુમહારાજાની પાસે આવ્યા.

રાજ્યના પ્રજાલોકો તે વખતે વિચારવા લાગ્યા 'રાજા તો દીક્ષા લે છે, પણ આપણી પાલના માટે કોઇને રાજ્ય ઉપર સ્થાપિત તો કર્યો નથી; તેથી આપણી શું ગતિ થશે ? રાજા પણ ગુરુમહારાજે કહેલ રાજ્યયોગ્ય પુરુષ હજુ સુધી

આવ્યો નહિ છતાં પૂ ગુરુમહારાજનું વચન અન્યથા થાય જ નહિ ' આમ વિચારતો હતો, તેટલામાં તો પૂર્વ દિશાના માર્ગે દિવ્ય વાજીંત્રોના ધ્વનિ સંભળાવા લાગ્યા રાજા તથા સર્વે લોકો વિસ્મિત થઇને જોવા લાગ્યા, અને 'આ શું ?' 'આ શુ ?' તેમ બોલવા લાગ્યા.

તેટલામાં તો શ્વેત હસ્તી ઉપર બેઠેલ, શ્વેત છત્ર ધારણ કરાયેલ, બંને બાજુ ચામરોથી વિંજાતો, દિવ્ય આભરણોથી શોભતો કોઇ પુરૂષ દિવ્ય વાજિંત્ર, ગીત, નૃત્યાદિ સહિત ઘણા દેવો સાથે ત્યા આવ્યો. આવીને તરત જ તે શ્વેત હસ્તી ઉપરથી ઉતરી ગુરુમહારાજને નમસ્કાર કરીને બેઠો. તે સમયે ગુરુમહારાજે રાજાને કહ્યું; 'આ તેજ વીરધવળ છે.'

ચંદ્રધવલ રાજાએ પૂછયું; 'સ્વામિન્ ! આ કોણ છે ? કયાંથી આવ્યા છે ? તેમજ તેમણે મારા દીક્ષાના અવસરને કેવી રીતે જાણ્યો ? આ બધું કૃપા કરીને કહો.'

ગુરુ મહારાજે ફરમાવ્યું; 'તેનું વૃત્તાંત સાંભળો !

સિંધુદેશમાં વીરપુર નામે નગર છે, ત્યાં જયસિંહ નામે રાજા રાજ્ય કરે છે. તેનો વીરધવળ નામે પુત્ર છે. તે મૃગયાનો વ્યસની હોવાથી હંમેશાં શિકાર કરવામાં તત્પર રહેતો હતો

એક દિવસ બાણવડે એક સગર્ભા મૃગલીને તેણે મારી. તેનો ગર્ભ તરફડતો ભૂમિ ઉપર પડતો દેખીને ભવિતવ્યતાના યોગથી રાજકુમાર વીરધવલને પોતાના હૃદયમાં કરૂણા ઉત્પન્ન થઈ, તેથી તે પોતાને જ નિંદવા લાગ્યો.

અને વિચારવા લાગ્યો, 'અહો! મેં સગર્ભા હરણીનો વધ કર્યો તે બહુ ખોટું કર્યું. આ વનચર પશુઓ અનાથ, અશરણ અને દોષરહિત હોય છે, તેને અમારા જેવા રાજા નિઃશંક રીતે હણે છે, તેનો તે રાંકડાઓ કોની આગળ પોકાર કરે? કહ્યું છે કે, 'જેનાથી બળવાન, અદોષી અને અશરણ એવા દુર્બળને મરાય છે, તે સામર્થ્ય રસાતળમાં જાઓ; અહો! આખું જગત અરાજક થઇ ગયું છે, તે મહાકષ્ટની વાત છે.' 'જેઓ પોતાના એક જીવને માટે ઘણા કરોડ જીવોને દુઃખમાં નાખે છે તેઓનું જીવિતવ્ય શું શાશ્વતું છે?'

આમ વિચારીને હિંસામાં કેવળ અપરિમિત દોષો દેખીને અને દયામાં અપરિમિત ગુણો દેખીને કરૂણાની પુષ્ટિ થવાથી પોતાના મનમાં જીવોના ઘાતનો નિયમ દ્રઢપણે ગ્રહણ કરી તે વીરધવલ રાજકુમાર હિંસાથી નિવૃત્ત થઇને પોતાનાં ઘેર આવ્યો. મૃગલીનો ઘાત સ્મરણમાં આવતાં તે વારંવાર પોતાના આત્માને નિંદતો હતો અને તેમ કરીને પૂર્વે કરેલા ઘણા પાપોને તે ખપાવતો હતો.

એક દિવસ કેટલાક લોકો રાજસભામાં પોકાર કરતા આવ્યા કે, 'દેવ! કોઈ અપૂર્વ નિપુણ ચોર ઉત્પન્ન થયો છે, તે નગરને લુટી જાય છે, ઘણા ધનવાન શ્રેષ્ઠી તેથી દરિદ્ર-ભાવને પામી ગયા છે, અને અનિર્વચનીય કષ્ટ પામ્યા છે.'

તે સમયે રાજાએ કોટવાળને તથા સિપાઈઓને બોલાવીને કહ્યું; 'અરે આરક્ષકો! કેમ ગામની રક્ષા કરતા નથી?' જવાબમાં તેઓએ કહ્યું; 'દેવ! નગર મોટું છે, રક્ષકો થોડા

છે, થોડા માણસોથી રક્ષણ થઈ શકતું નથી, તે ચોર થોડા માણસોથી પકડાતો નથી, કારણકે તે ચોર બહુ દુર્બુદ્ધિનો ભંડાર છે, ઘણા ઉપાયો કર્યા છતાં પણ તે હાથમાં આવતો નથી ' ત્યારે જયસિંહ રાજાએ કહ્યું, ' આજે હું જ તે ચોરને પકડી લાવીશ. '

તે સાંભળીને લોકો બહુ રાજી થયા અને સહુ પોત-પોતાના ઘેર ગયા. સાંજે પોતાના પુત્ર કુમાર વીરધવળને બોલાવીને રાજાએ કહ્યું; ' વત્સ ! ચોરે ઘણા લોકોને સંતાપ્યા છે, તેની શરમ આપણને પણ લાગે છે. તેથી આજે સર્વ લશ્કર સાથે બજારમાં અપ્રમાદવંત થઇને તારે મૌનપણે રહેવું કે જેથી એ ધૂર્ત હાથમાં આવી જાય. અમુક દિશામાં તું જજે, બીજી દિશામાં હું જઇશ. ' તે પ્રમાણે વિભાગ કરીને સ્થાને સ્થાને ચોકી મૂકી સર્વે ચોકીદારો રાજાએ આદેશ કરેલ સ્થાને ગુપ્ત રીતે છૂપાઇને રહ્યા. તે રાત્રે તે ચોર દૈવવશથી કુમારની ચોકી હતી તે વિભાગમાં આવ્યો.

તે સમયે વીરધવલ કુમારની આજ્ઞાથી તેના નોકરોએ ઘણા લોકો ન જાણે તેમ તેને બાંધી લીધો. પછી કુમારે વિચાર્યું; ' સવારે આ ચોરને રાજા હણી નાંખશે અને પંચે-દ્રિયના વધથી ખરેખર મને પાપ લાગશે; તેથી મેં ગ્રહણ કરેલ નિયમ મલિન થશે. પાપથી ઉપાર્જન કરેલ યશ દુર્ગતિના હેતુભૂત થાય છે તેથી આને જીવતો છોડી મૂકવો તેજ ઉત્તમ છે. '

આમ વિચારીને વીરધવલ રાજકુમારે તે ચોરને જીવતો

છોડી દીધો. તેજ ક્ષણે તે ચોર કોઈ સ્થળે નાશી ગયો કુમારે આ વાત ગુપ્ત રાખવા માટે પોતાના સેવકોને કહ્યું; 'તમારે રાજાની પાસે ચોરને મૂકી દીધો, એ વાત ન કહેવી.'

સવારે સર્વ સેવકોને રાજા જયસિંહે બોલાવ્યા, તે વખતે સર્વે ચોર હાથમાં નહીં આવવાથી વિલખા થઇને રાજાને નમીને ઉભા રહ્યા. રાજાએ તે વખતે બધા સેવકોને કહ્યું; 'અરે ચોર શું તમારા હાથમાં ન આવ્યો?'

તે સર્વેએ કહ્યું કે 'સ્વામિન્! ન આવ્યો.'

સભા જ્યારે વિસર્જન થઈ ત્યારે રાજકુમારના કોઈ સેવકે રાજા પાસે વહાલા થવાને તથા રાજાના દંડના ભયથી રાજા પાસે રાજકુમાર વીરધવલે ચોરને છોડી દીધાની બધી હકીકત છાની રીતે કહી દીધી તે સાંભળીને કોપાયમાન થયેલા રાજાએ વસ્ત્ર આભરણાદિ લઇને રાજકુમારને દેશવટો આપ્યો.

વીરધવલ રાજકુમાર પોતાના કર્મની નિંદા કરતો માર્ગે ચાલવા લાગ્યો, અને વિચારવા લાગ્યો; 'મેં પૂર્વે દુષ્ટ ભાવથી ઘણા પંચેંદ્રિય જીવોનું મારણ, તાડન વગેરે દ્વારા બહુ પાપ કર્યું છે તેનાં આ ફળ છે. આટલાથી હું હજુ કેમ છૂટીશ? કારણ કે આગળ શું થશે તે હું જાણતો નથી! કહ્યું છે કે, અતિ ઉગ્ર પુન્ય કે પાપનું ફળ આ ભવમાંજ મળે છે.' આમ આત્મનિંદા કરતો તે વનમાં ફરવા લાગ્યો, ફળાદિક વડે પ્રાણવૃત્તિ કરતાં કેટલાક દિવસ સુધી ફરીને તે ભદ્દિલપુર ગામ પાસે આવ્યો, ને ક્ષુધાથી પીડાયેલા રાજકુમારે તે નગરમાં પ્રવેશ કર્યો ક્ષુધાથી પીડતો કુમાર વીરધવલ લજ્જા મૂકીને તે નગરમાં ભિક્ષા માટે ઘેર ઘેર ભમવા લાગ્યો.

ભવ્ય જીવો ! જુઓ ! ભાગ્યની વિચિત્રતા જુઓ ! રોષાયમાન ભાગ્ય શું કરતું નથી ?

ત્યારબાદ વીરધવલ કુમાર તે દિવસ પર્વનો હોવાથી એક શ્રેષ્ઠીનાં ઘેરથી સાથવો અને ગોળની ભિક્ષા લઈને તે સરોવરના કાંઠે ગયો. ત્યાં સાથવાને જળવતી પલાળીને તેમાં ગોળ ભેળવી તે તેને ખાવા યોગ્ય બનાવ્યો. તે અવસરે રાજકુમારે વિચાર્યું; 'હમણાં કોઈ ભિક્ષા ગ્રહણ કરનાર યાચક કે સુપાત્ર અતિથિ આવે તો ઉત્તમ થાય. તેને કંઈક આપીને પછી હું ભોજન કરૂં થોડામાંથી પણ થોડું દેવું તેવું શાસ્ત્રવચન છે.'

આમ જ્યાં તે વિચારે છે, તેવામાં તેના મહાપુન્યસમૂહના ઉદયથી કોઈ એક માક્ષક્ષપણના તપસ્વી રત્નભૂષણ મુનિને તે માર્ગે થઈને જતાં તેણે જોયા. તે મુનિ પારણા માટે ગોચરી લેવાને ગામમાં ગયા હતા. તેમને પ્રાસુક જળ મળ્યુ હતું, પરંતુ એષણીય આહાર મળ્યો ન હતો, તેથી જળ માત્ર ગ્રહણ કરીને 'અન્ન ન મળે તો તપની વૃદ્ધિ અને મળે તો દેહધારણા થાય' એમ વિચારતા સમતામાં લીન થયેલા સંતોષરૂપી અમૃતના ભાજન તુલ્ય તે તપસ્વી મહર્ષિ બહાર ઉપવનમાં પાછા જતા હતા.

તે રત્નભૂષણ તપસ્વી મુનિને દેખીને વીરધવલ રાજકુમાર પોતાનાં અંતઃકરણમાં અત્યંત આનંદ પામી વિચારવા લાગ્યો, 'અહો ! હજુ મારા ભાગ્ય જાગતા છે; કારણકે આ મૂર્તિમાન ધર્મ જ હોય તેવા તપસ્વી મહાત્મા અણુચિંત્યા મળી

ગયા. આ પ્રમાણે વિચારીને સાત આઠ પગલા સામા જઈને વીરધવલ રાજકુમારે વિચાર્યું.

'ખરેખર આજે આવા મહાતપસ્વી મુનિરાજનાં મને દર્શન થયા છે, તેથી આજે જ મારું સુકૃત ફળ્યું, ભવસમુદ્ર તરવાને આજે વહાણ મળ્યું, અને ચિંતામણિ રત્ન આજે મારાં હાથમાં આવ્યું એમ હું માનું છું. ખરેખર આજે અનાથને પરમ નાથ મળ્યા'

ત્યારબાદ તેણે તે મહાત્મા મુનિવરને કહ્યું; 'મારા જેવા ગરીબ રાંક ઉપર કૃપા કરીને પાત્ર પ્રસારો, આ નિર્દૂષણ આહારને ગ્રહણ કરો, અને મને ભવથી પાર ઉતારો' આમ બોલતો તે કુમાર સમગ્ર પિંડ ઉપાડીને તપસ્વી મહાત્મા પાસે બે હાથમાં ધરીને ઉભો રહ્યો તપસ્વી મહર્ષિએ પણ તે આહારને એષણીય જાણીને કહ્યું; 'દેવાનુપ્રિય ! એમાંથી થોડું આપો અમે બધું ગ્રહણ કરીશું નહિ.'

રાજકુમારે કહ્યું; 'સ્વામિન્ ! જેને થોડા સંસારના દુઃખસમૂહમાંથી પોતાની જાતને મૂકાવાની ઈચ્છા હોય તો તે થોડું આપે, પણ મારે તો સમગ્ર સંસારનું ઉન્મૂલન કરવાની ઈચ્છા છે, તેથી બધું આપવાની ઉત્કંઠા છે. વળી આપ પરમ ઉપકારી, નિષ્કારણ જગત ઉપર એકાંત વાત્સલ્ય ધારણ કરનારા છો. તો મારા જેવા દીન ઉપર કૃપા કરીને આ બધો પિંડ ગ્રહણ કરી ઘણા દિવસની ધારેલી મારી દાન દેવાની ઈચ્છા પૂર્ણ કરો, જેથી મને નિરુપાધિક સુખની સાચી પ્રાપ્તિ થાય.'

આ રીતે તેનો ભક્તિના સમૂહથી ભરેલો ભાવોલ્લાસ જાણીને તેની ભક્તિના ખંડનના ભયથી મુનિએ પાત્ર ધર્યું; એટલે કુમારે તે બધો પિંડ પાત્રમાં વહોરાવ્યો. તે સમયે કુમારનો હર્ષોલ્લાસ પગથી શિખા પર્યંત સમુદ્રની ભરતીની જેમ અતિશય વૃદ્ધિ પામ્યો, કે જે તેના હૃદયમાં તથા ચિત્તમાં તે સમાતો પણ નહોતો. જેવી રીતે જન્મથી દરિદ્રિને અકસ્માત કોટિ મૂલ્યવાળું નિધાન ઘેર બેઠા મળે અને તેથી તે હર્ષઘેલો થઈ જાય, તેની જેમ હર્ષના પ્રકર્ષથી અને આનંદથી ગાંડો થઇ ગયો હોય તેવો તે દેખાવા લાગ્યો. હર્ષથી વ્યાકુળ થવાને લીધે તે એક વચન પણ બોલી શકયો નહિ.

તે અવસરે તે માર્ગે થઇને જતી શાસનદેવીએ રાજકુમાર વીરધવલની અતિશય દાનભક્તિ જોઈ, તેથી તે ચિત્તમાં બહુ ચમત્કારને પામી તેમ જ રાજકુમાર ઉપર ગુણના રાગથી તેનું હૃદય ખીંચાયું એટલે તેણે ઉચ્ચ નાદ સાથે દેવદુંદુભિ વગાડી અને બોલી; ‘ તું ધન્ય છે, તું ધન્ય છે, બહુ સારું દાન આપ્યું, હું તારા ધર્મવૃક્ષના પુષ્પરૂપ ચંદ્રધવળ રાજાનું રાજ્ય તને આપું છું.’

આ પ્રમાણે વર આપીને તે શાસનદેવી અંતર્ધાન થઈ ગઇ.

રાજકુમાર વીરધવલ પણ તે તપસ્વી સાધુની પાછળ સાત આઠ પગલાં જઈ ફરીથી તેમને નમીને પોતાનાં સ્થાને પાછો આવ્યો; પરંતુ દાનના સમયે પ્રાપ્ત થયેલ હર્ષથી તે વારંવાર પુલકિત થવા લાગ્યો. કેટલાક વખત સુધી તે મહાદાનની અનુમોદના કરીને, પછી બીજે ગામ જઇ ભિક્ષા વડે સાથવો મેળવીને તેણે પ્રાણવૃત્તિ કરી.

આચાર્ય મહારાજ ધર્મઘોષસૂરિ મહારાજ ચંદ્રધવલ રાજાને ફરમાવી રહ્યા છે; 'હે ચંદ્રધવળ રાજા ! તે શાસન-દેવીએ તને સ્વપ્ન આપ્યું અને બીજે દિવસે તે દેવી અતિ ભક્તિપૂર્વક કરેલા દાનધર્મનું ફળ પ્રત્યક્ષ અપાવવા માટે અને તે વીરધવલના યશકીર્તિ વિસ્તારવા માટે દેવવર્ગની સાથે બહુમાનપૂર્વક તેને અહિં લાવી છે હે રાજન્ ! તે આ વીરધવળ છે.

એટલે ચંદ્રધવળ રાજાએ કુશલક્ષેમ પૂછીને શિષ્ટાચાર-પૂર્વક તિલક કરી સાત અંગ યુક્ત પોતાનું રાજ્ય પુણ્ય શાળી તે વીરધવલને આપ્યું અને શિખામણ આપી કે, 'તમારે આ રાજ્ય શુદ્ધ પરિણતિથી ન્યાયપૂર્વક પાળવું કે જેથી કોઈ મને સંભારે નહિ અને પ્રાતે મારી જેમ તમારે પણ ચારિત્ર ગ્રહણ કરવું; પરંતુ શ્લેષમાં લિપ્ત થયેલ માખીની જેમ સંસારમાં ચોટી જવું નહિ.'

વીરધવળે તે બધું વિનયપૂર્વક સાંભળીને અંગીકાર કર્યું; પછી વીરધવળે મહોત્સવપૂર્વક ચંદ્રધવળ રાજા અને ધર્મદત્ત શ્રેષ્ઠી વગેરેને અનુમોદન કરતાં દીક્ષા અપાવી. તેઓએ પાંચ મહાવ્રતો અંગીકાર કર્યાં, વિધિપૂર્વક ગ્રહણ તથા આસેવન શિક્ષા ગ્રહણ કરી અને યથાયોગ્ય રીતે મુનિમંડળમાં રહ્યા.

જાતિસ્મરણવાળી વાંદરીને ગુરુની આજ્ઞાથી ધનવતી પોતાનાં ઘેર લઇ ગઇ, અને પોતાના પુત્ર તથા પુત્રવધૂને પૂર્વભવના સ્નેહ સંબંધની હકીકત સંભળાવીને કહ્યું કે, 'આની પ્રતિ-પાલના તમે સારી રીતે કરજો. આ વાંદરી જાતિસ્મરણવાળી

છે, વળી એને એકાંતર ઉપવાસ કરવાનો નિયમ છે, તેથી તેને ઉચિત પારણાદિકની સંભાળ પણ જરૂર કરજો. મારી તુલ્યજ તેને ગણજો, બિલકુલ આંતરો રાખશો નહિ.'

આ પ્રમાણે કહીને ધનવતી સંયમ ગ્રહણ કરવામાં સાવધાન મનવાળી થઈ વાંદરી પણ ધર્મને આરાધીને થોડા કાળમાં મૃત્યુ પામીને સૌધર્મ દેવલોકમાં દેવી થઇ, અને અવધિજ્ઞાન વડે ગુરુમહારાજનો ઉપકાર જાણીને તે ધનસાગરસૂરિજી મહારાજને સહાય કરનારી થઈ ગુરુમહારાજ તે બન્ને નવદીક્ષિત સાધુઓ સાથે પૃથ્વી ઉપર વિહાર કરવા લાગ્યા. અનુક્રમે સંયમ આરાધીને ચંદ્રધવળ રાજર્ષિ કેવળજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષે ગયા, ધર્મદત્ત અને ધનવતી સાધ્વી પણ સંયમને આરાધીને એક માસની સંલેખના કરી, સમાધિપૂર્વક મૃત્યુ પામી, અનુત્તર વિમાનમા દેવ થયા. ત્યા તેત્રીસ સાગરોપમનું આયુષ્ય ભોગવીને મહાવિદેહમાં મનુષ્ય થઇ તેઓ હવે મોક્ષે જશે.

વીરધવલ રાજા મોટા આડંબર સાથે નગરમાં પ્રવેશ કરીને ન્યાયની ઘંટા વગાડવાપૂર્વક રાજ્યની પ્રતિપાલના કરવા લાગ્યો, કેટલાક દિવસે તેના પિતા જયસિંહ રાજાએ તે હકીકત સાંભળીને હર્ષ તથા બહુમાનપૂર્વક તેને બોલાવ્યો અને તેને રાજ્ય આપીને તે આત્મસાધનમાં તત્પર થયો.

વીરધવળે બંને રાજ્યોને બહુકાળ સુધી સાચવીને સમય આવ્યે શ્રીદત્ત નામના પોતાનાં પુત્રને રાજ્ય આપી ચારિત્ર ગ્રહણ કર્યું અને ત્રણે શુદ્ધિપૂર્વક ચારિત્ર આરાધીને મોક્ષ-પદ પ્રાપ્ત કર્યું.

**

## ૧૮ : ધન્નાજી સંસાર ત્યજવા ઉજમાલ બન્યા :

ભગવાનશ્રી મહાવીરદેવ શાલિભદ્ર આદિ સર્વ સભાજ-નોને ઉદ્દેશીને ફરમાવે છે કે, 'હે ભવ્ય જીવો! ધર્મદત્તનું આ રીતે મોહના મેલથી મલિન થયેલ વિચિત્ર વિપાકવાળું અને પરમ ઉદાસીનભાવ લાવનારૂં વિસ્તારપૂર્વકનું ચરિત્ર સાંભળીને મોહને જીતવાના ઉપાયભૂત પરમ વૈરાગ્યના રસની શાળા જેવી સંસાર ભાવનાને ભાવો.

સંસારમાં પરિભ્રમણ કરતાં વિવિધ કર્મનાં કારણે જીવો ચારે ગતિમાં કયા કયા પર્યાયને પામતા નથી? આ જીવ એક સમયે રાજા થઇને રંક થાય છે, રંક થઇને રાજા થાય છે, દરિદ્રી થઇને ધનપતિ થાય છે, ધનપતિ થઇને દરિદ્રી થાય છે દેવ મરીને ગધેડો થાય છે, ને ગધેડો મરીને દેવ થાય છે, કીડી મરીને હાથી થાય છે, હાથી મરીને કીડી થાય છે, આ પ્રમાણે ભવાંતરમાં પર્યાયો પ્રાપ્ત થાય છે પરંતુ પૂર્વ ભવોમાં અનુભવેલું આ જીવ કાંઈ પણ સંભારતો નથી, પ્રસ્તુત ભવમાં પ્રાપ્ત થયેલા વૈભવના અભિમાનથી મસ્ત થઇને તે ફરે છે.'

'જે જીવ રાજા થઇને આ ભવમાં અખંડશાસનવાળો સાત અંગે રાજ્ય પાળતો આંખના ફરકવા માત્રથી જીવોને કંપાવે છે, હમેશાં પ્રબળ સૈન્ય યુક્ત થઇને અનેક રાજા-ઓને નમાવે છે, જેનાં મુખમાંથી નીકળેલું વાકય વ્યર્થ થતું

નથી, શિકારની ક્રિયામાં હજારો જીવોને જે પીડે છે, ગીત-નૃત્યાદિમાં મગ્ન થઈને જે જગતના અન્ય જીવોને તૃણસમાન લેખે છે, તે જ રાજાનો જીવ મૃત્યુ પામીને નરકમાં ઉત્પન્ન થાય છે અને તે જીવ એકલો ક્ષેત્રવેદના, પરમાધામીએ કરેલી વેદના અને પરસ્પર કરેલી વેદના આ રીતે વેદનાઓને સહન કરે છે. ત્યાં કોઈપણ તેનું રક્ષણ કરતું નથી અસંખ્ય કાળ સુધી વારંવાર મૃત્યુ પામીને તિર્યંચયોનિમાં તે ઉપજે છે. ત્યાં પણ અનેક જીવોને હણીને ફરીથી પાછો તે જીવ નરકમાં ઉત્પન્ન થાય છે આ પ્રમાણે તે ભટકયા જ કરે છે. વળી પરભવ તો દૂર રહો, આ ભવમાં જ કર્મવિપાકના ઉદયથી જીવ અનેક પ્રકારની વિષમ અવસ્થા અનુભવે છે.'

'ચક્રવર્તી જેવો જીવ કર્મને વશ આ જ ભવમાં પણ રંક થઈને રોળાતો સાંભળીએ છીએ. જ્યાં સુધી જીવ કર્મા-ધીન છે, ત્યાં સુધી તે સંસારમાં ભટકે છે. જ્યાં સુધી શુદ્ધ શ્રદ્ધાથી શ્રી જિનેશ્વરદેવની વાણીવડે કુશળ થઈને મોહની-યાદિ કર્મને આત્મા ખપાવતો નથી, ત્યાં સુધી તે જીવને સંપૂર્ણ સુખ કયાંથી હોય ? આ દેખાતું જે સુખ છે તે તો ચોરને વધના સમયે ખાવા આપેલ મિષ્ટાન્ન જેવું છે. મર-ણના ભયથી અત્યંત ભયભીત થયેલ ચોરને જેમ મિષ્ટાન્ન પ્રિય લાગતું નથી, તેમ આગમાદિદ્વારા પૌદ્ગલિક સુખના આસ્વાદના કડવા ફળરૂપે મળતું નરક-નિગોદાદિ દુ:ખ જે જાણે છે, તેને સાંસારિક સુખ પ્રિય લાગતું નથી, પરંતુ તેને વૈરાગ્યનો ઉદય થાય છે' માટે જ કહ્યું છે; કે, 'રસનાના રસના લોભીને મધુર સ્વાદવાળી વસ્તુ દેખીને સુખમાંથી

પાણી છૂટે છે તેવી જ રીતે વિરક્ત જીવોને તેના કટુ તથા ઘોર વિપાકનો વિચાર આવવાથી આંખમાંથી પાણી છૂટે છે.'

આવી મહાસુધા રસના સ્વાદરૂપ શ્રમણભગવાન શ્રી વીર ભગવંતની ઉત્તમ પ્રભાવશાળી દેશના સાંભળીને શાલિભદ્રના આત્મામાં સંવેગનો રંગ દ્વિગુણ ઉલ્લસિત થયો, પછી તે પ્રભુને નમીને, વેગથી પોતાનાં ઘેર આવી, વાહનમાથી ઉતરી ઘરના ઉપરના માળે જઈ જ્યાં પોતાની માતા હતી ત્યાં આવીને તે કહેવા લાગ્યા; 'માતા ! આજે હું વીર ભગવંતને વંદન કરવા ગયો હતો; ત્યાં મેં ધર્મદેશના સાંભળી, તે દેશના મને રૂચિ છે.'

ભદ્રામાતાએ કહ્યું; 'વત્સ તું ધન્ય છે. હે પુત્ર ! તું કૃતપુણ્ય છે ! શ્રી જગન્નાથને તું વાંદવા ગયો તે બહુ સારૂં કર્યું.'

શાલિભદ્રે કહ્યું; 'માતા ! તે દેશના સાંભળીને મારી અનાદિ ભવની ભ્રાંતિ નાશ પામી છે; ચતુર્ગતિરૂપ સંસારમાં ભટકવાની પ્રવૃત્તિના હેતુઓ મેં જાણ્યા છે, વિષયો પરમ અનર્થને આપવાવાળા છે તે સ્પષ્ટપણે મેં જાણ્યું છે જન્મ જરા–મરણ–રોગ–શોક વગેરેથી ભરેલા આ સંસારને મેં સારી રીતે ઓળખ્યો છે, તેથી હવે આ સંસાર ઉપર મને સ્હેજ પણ અનુરાગ નથી અને સુંદર લાગતા કામભોગો અનંતકાળ દુઃખ આપવાના હેતુભૂત હોવાથી તે હવે મને રૂચતા નથી. આ સંસારમાં જરા મરણ વગેરે દુઃખ આવે ત્યારે કોઇ શરણભુત થતું નથી.'

'દુષ્કર્મના વિપાકના અનુભવના સમયે એકાકી ભટકતો આ જીવ ઉદયાનુસાર ગતિ પ્રાપ્ત કરે છે કરોડોની સંખ્યામાં સેવકો અને સ્વજન વર્ગ હોય તો પણ જીવ તો એકલો જ જાય છે. અને શુભ કે અશુભ કર્મપ્રકૃતિ સિવાય બીજું કોઈ તેની સાથે જતું કે આવતું નથી. જ્યાં સુધી જન્મમરણાદિનાં ભય ન જાય ત્યાં સુધી જીવને સુખ નથી. મધુલિપ્ત ખડ્ગધારાને ચાટવાની જેમ આ વિષયો દેખાવમાં મીઠાં લાગે છે, પણ પરિણામે તે અતિ દુષ્ટ છે. તે કર્મો દુર્જન અને ચોરને જેમ શૂળિ દુઃખ આપે તેમ જીવને અવશ્ય દુઃખ જ આપે છે; તેથી જો તમારી અનુજ્ઞા હોય તો જન્માદિ સમસ્ત દુઃખના સમૂહને કાપવામાં પરમ ઔષધિરૂપ ચારિત્રને હું ગ્રહણ કરૂં. આ પરમ ઔષધવડે અનંતા જીવો પરમાનંદ પદ પામ્યા છે, તેથી મને ચારિત્ર લેવાની ઈચ્છા થઈ છે, માટે મને અનુજ્ઞા આપો.'

શાલિભદ્રનાં આવાં વૈરાગ્યગર્ભિત વચનોને સાંભળીને માતા તત્કાળ મૂર્છા આવવાથી ભૂમિ ઉપર પડી ગઈ. પછી દાસી વગેરેએ વાતાદિ શીતળ ઉપચારોવડે તેને સજ્જ કરી, તે વખતે વિયોગ–દુઃખની કલ્પનાથી ફાટતાં હૃદયવડે આક્રંદ કરતી તે બોલવા લાગી; 'અરે પુત્ર ! કાનમાં નખાતાં તપાવેલ સીસાની જેવું આ તું શું બોલ્યો ? તારે વ્રત લેવાની વાત શી ? વ્રત તો તારૂં અશુભ ચિંતવનારા પાડોશીઓ ગ્રહણ કરશે ! તારે વળી ચારિત્ર કેવું ?'

તે સમયે શાલિભદ્રે કહ્યું; 'માતા ! તેમ બોલો નહિ, જે ચારિત્ર ગ્રહણ કરે છે તેઓ કોઈનું અશુભ ચિંતવનારા હોતા જ નથી. તેઓ તો જગતના જીવો ઉપર મૈત્રીભાવવાળા હોય છે, સકળ જીવોનું હિત કરનારા તેઓ તો જગત સર્વને વંદન કરવા યોગ્ય હોય છે.'

માતા ભદ્રાએ કહ્યું; 'વત્સ ! તારું શરીર અતિશય સુકોમલ છે. આ શરીરથી સંયમનો નિર્વાહ ન થાય, ચારિત્ર તો વજ્ર જેવું કઠીન છે, તારું શરીર કમલપુષ્પ જેવું સુકોમલ છે, જેઓ અતિદૃઢ શરીરવાળા હોય છે, તેઓને પણ જિનેશ્વરદેવની દીક્ષા પાળવી દુષ્કર છે, તો પછી તારાથી તો તેનો નિર્વાહ કેમ જ થાય ?'

શાલિભદ્રે કહ્યું; 'મારા કરતાં પણ અતિ સુકોમલ રાજાઓ પણ એક છત્રતુલ્ય રાજ્યને ત્યજી દઈને દુષ્કર ચારિત્ર લઈ શ્રી વીરભગવંતના ચરણકમલની ઉપાસના કરે છે.'

માતાએ કહ્યું; 'વત્સ ! જ્યારે મહારાજા શ્રેણિક આપણા ઘેર આવ્યા, ત્યારે જ તે વખતે જ તારું શરીર કેવું દ્રઢ છે તે અમને ખબર પડી હતી. મહારાજાએ બહુમાનપૂર્વક તને ઉત્સંગમાં બેસાડ્યો. સ્નેહવડે તારી પીઠ ઉપર હસ્ત સ્પર્શ કર્યો, ત્યારે તારા શરીરમાંથી ગિરિમાંથી ઝરણાની જેમ પરસેવાની ધારા વહી હતી, પછી મેં વિજ્ઞપ્તિ કરીને તને મૂકાવ્યો હતો, આવો તું સુકોમળ છો, તેવો તું જિનેશ્વરદેવની દીક્ષા લેવાને ઉત્સુક થયો છે, તો તું કોને હાસ્યાસ્પદ થઈશ નહિ ? મંકોડા ગોળનો ઘડો ઉપાડવા ઇચ્છે તે કેમ બને ?'

તે સાભળીને શાલિભદ્રે કહ્યું; ' માતા ! દ્વીન્દ્રિયાદિ જીવો અતિ કોમળ હોય છે, તો પણ ઉદ્યમથી ધારેલ કાષ્ઠને પોલું કરે છે, ને તેનો રસ ખાય છે, તેથી કાર્યની સાધના–અસાધનામાં કઠિનતા અને કોમળતા એકાંત રીતે નિશ્ચિતપણું દેખાડતી નથી, પરંતુ તીવ્ર શ્રદ્ધાપૂર્વક કરેલા ઉદ્યમવડે જ સર્વ કાર્યની સિદ્ધિ થાય છે. વળી મહાન રાજાઓ કે જેઓ પરમ સુખના આસ્વાદમાં નિમગ્ન હોય છે, સુખના સ્વાદમાંજ તત્પર હોય છે, છત્રછાયાથી જ શરીરને ઢાંકી રાખતા હોય છે, અતિ કોમળ સિંહાસન ઉપર બેસતા હોય છે, પાસે બેઠેલા ગંધર્વાદિકના સમૂહે વગાડેલા સુસ્વરોદ્વારા ઉત્પન્ન થયેલ મધુર રાગની મૂર્છનામાં મૂર્છિત હૃદયવાળા હોય છે, ભૂમિ ઉપર પગ પણ મૂકતા નથી હોતા ગૃહમાં ફરતાં પણ સેવકો ' ખમા ખમા ' એ શબ્દો જેની આસપાસ બોલતા હોય છે, ને આ રીતે રાજ્યસુખ અનુભવતા હોય છે, તેમજ ઋતુ ઋતુના ભિન્નભિન્ન સુખો ભોગવતા જતો કાળ જેઓ જાણતા નથી હોતા. તેઓ પણ શત્રુનો ભય ઉત્પન્ન થતાં જ સર્વસુખ છોડી દઇને, બહુ ભારે લોઢાનું બખ્તર ધારણ કરી, માથા ઉપર વજ્રના કાંટા ઓથી વ્યાપ્ત લોઢાનો મુકુટ ધારણ કરી, અતિવેગવાળા અશ્વ ઉપર બેસી, ખડ્ગ, ખેટક, તોમર, ધનુષ્ય, બાણાદિ છત્રીશે આયુધો ધારણ કરી લશ્કરમાં શૌર્ય ઉત્સાહ પ્રગટાવવા માટે આગળ થાય છે.'

વળી ગ્રીષ્મના સૂર્યનો અતિ પ્રચંડ તાપ તપતો હોય, છાયા તથા જળ રહિત રણભૂમિ હોય, તેમાં મરણનો ભય

ત્યજી દઇને ઘોડાને ચક્કર ખવરાવી, ઉતાવળે દોડાવવો, ઇત્યાદિ જુદી જુદી રીતે ખેલાવીને વજ્રની જેવું કઠિન હૃદય કરી, ધનુષ્ય અને બાણાદિની કળાવડે શત્રુઓને હણીને, શત્રુએ કરેલા ઘાને ભૂલાવીને તેને જીતીને જય પ્રાપ્ત કરે છે.'

'આ પ્રકારે મારા જેવા સંસારી જીવો પણ મૂર્ખપણાથી સંસારમાં ભોગજ ખરા સારરૂપ છે તેમ માનતા, પૂર્વકૃત પુન્યવડે પ્રાપ્ત થયેલ ભોગોને ભોગવતા, પરાધીન વસ્તુને સ્વાધીન માને છે; તેઓ પણ અસ્થિરને સ્થિરની જેમ, પરાધીનને સ્વાધીનની જેમ, ભવિષ્યકાળમાં દુઃખ આપનારને સુખ આપનારની જેમ અને ઔપચારિકને સાચા માને છે અને મોહમૂઢતાને કારણે તેમાં લાલસાને બાંધીને જતા કાળને મુદ્દલ જાણતા નથી. કદાચિત્ કોઈ પુણ્યાનુબંધી પુણ્યના ઉદયથી સદ્ગુરુનો સંયોગ થઇ જાય છે તો તે દુઃખના એકાંત કારણભૂત કષાયોને સુખ આપનાર ગણતા, ત્યાજ્ય પદાર્થોને ઉપાદેય તરીકે ગણતા, પૂર્વે સંચય કરેલ પુન્ય ધનને લૂટી જનાર વિષય–પ્રમાદોને 'અતિ વલ્લભ–પરમ હિતેચ્છુ' એમ વિચારતા, વિપરીત શ્રદ્ધાવાળા સંસારી જીવોને દેખીને નિષ્કારણ પરમોપકારી જગદ્બંધુ એવા સદ્ગુરુનું હૃદય કૃપાર્દ્ર થઇ જાય છે.'

અહો ! આ પામર સંસારી જીવો પ્રમાદ સેવવામાં જ તત્પર થયેલા ચતુર્ગતિરૂપ સંસારમાં ન ભટકો તેવા પરમ ભાવથી દયાર્દ્ર ચિત્તથી તેઓ ઉપદેશ આપે છે કે, 'અરે ભવ્ય જીવો ! આ પાંચે પ્રમાદો સુખનાજ હેતુભૂત છે' તેમ તમે

જાણો છો; પણ તેના જેવા તમારા કોઈ શત્રુ નથી એ બધા જગતના એકલા વૈરી એવા મોહરાજાના સુભટો છે. પૂર્વ-કાળમાં તમે જે ચારેગતિમાં દુ:ખ પ્રાપ્ત કર્યું છે, તે બધું મોહરાજાની આજ્ઞાથી આ સર્વ પ્રમાદોએ ફેરવેલા પ્રભાવથી જ થયું હતું; ભાવિમાં પણ જો તમારે તેવા જ દુઃખોને ચતુર્ગતિમા ભોગવવાની ઈચ્છા ન હોય, તો આ ચારિત્રરૂપ ચિંતામણીને ગ્રહણ કરો, કે જેના પ્રભાવથી તમો અનાદિના શત્રુ મોહરાજાને પરિવાર સહિત જીતીને, જન્મ, જરા, મરણ, રોગ, શોકાદિ સમગ્ર દુઃખોથી રહિત પરમાનંદ પદરૂપ સાદિ અનંત સ્થિતિને પામો, એટલે કે પુનરાગમન રહિત, નિરૂપાધિક, એવું શાશ્વત અનંત સુખ તમે પામો. '

હે માતા ! હું પણ પરમ ઉપકારી શ્રમણ ભગવાન શ્રી વીર ભગવંતના આવા ઉપદેશામૃતનું પાન કરવાથી તેના રહસ્યને સમજ્યો છું, તેથી તે પ્રમાણે જ કરવા ઇચ્છું છું. '

ભદ્રા કહે છે; ' વત્સ ! ચારિત્ર અતિ દુષ્કર છે, ચારિત્ર ધારણ કરનારે ગહન એવા વન, ગિરિ, ગુફામાં રહેવાનું હોય છે, ત્યાં તારી સંભાળ કોણ કરશે ? ઘેર તો ક્ષણે ક્ષણે સાવધાન એવા સેવકો તથા સ્વજન પરિવાર અનુકૂળતા પ્રમાણે વર્તે છે, ચારિત્રમાં કોઈ સાથે હોતું નથી, ઉલટું સંયમ તથા શ્રુતનું આરાધન અને તપોવૃદ્ધ તથા વયોવૃદ્ધ વગેરેની સેવા કરવાનું હોય છે. '

શાલિભદ્ર જવાબ આપે છે; ' માતા ! વનમાં મૃગાદિ

સુકોમળ પશુઓની કોણ સંભાળ રાખે છે? તે કરતાં તો હું પુન્યવાન છું. કારણ કે પરમ કરૂણાવંત એવા આચાર્ય, ઉપાધ્યાય, સ્થવિર, ગણાવચ્છેદક તથા અન્ય રત્નાધિકોની સહાયથી મને શું દુઃખ થવાનું છે? હવે સો વાતની એક જ વાત હું કહું છુ કે મારે અવશ્ય ચારિત્ર ગ્રહણ કરવું છે, તેમાં જરા પણ સંદેહ નથી.'

આ રીતે વજ્ર જેવો શાલિભદ્રનો નિશ્ચય જાણીને માતાએ જાણ્યું કે 'શાલિભદ્ર હવે ઘેર નહિ રહે, માટે કોઈ પણ રીતે કાલનો વિલંબ થાય તેમ કરવું.' આમ વિચારીને તેણે કહ્યું; 'વત્સ! જો તારે અવશ્ય ચારિત્ર લેવું જ હોય તો તું સાહસ કર નહિ, દશ દિવસ જો, કાંઈક કાંઈક ત્યાગ કર, કે જેથી તારી શક્તિની પરીક્ષા થાય. પછી ધર્મમાં શિઘ્રતાથી મનને દોરજે, કે જેથી અખંડ રીતે તેનો નિર્વાહ થાય.'

આવા માતાના યુક્તિયુક્ત વચનોને સાંભળીને શાલિભદ્રે વિચાર્યું; 'સ્નેહથી ગૂંથાયેલ માતા એકદમ આજ્ઞા આપશે નહિ.' સમ્મતિ પ્રાપ્ત થાય તો ચારિત્ર ગ્રહણ કરવું તે સોનું ને સુગંધ જેવું છે, માટે આ તેઓનું તે વચન બરાબર છે, માટે 'દશ દિવસ સુધી ચારિત્રની તુલના' માટે માતાનું વચન અંગીકાર કરવું, જેથી માતા પણ પ્રસન્ન થશે અને મેં જે મનમાં ધાર્યું છે તેનાથી તો હું ચળાયમાન થવાનો નથી, તેથી માતાના વચન પ્રમાણે વર્તવું યોગ્ય છે, મેં જે ધાર્યું છે તે તો અવસરે હું અવશ્ય કરીશ.'

આ પ્રમાણે વિચારીને માતાને નમી, ઉપરના માળે

શાલિભદ્ર પોતાનાં વાસગૃહમાં ગયો. માતા ભદ્રા પણ આનંદ પામી અને એને મનમાં થયું કે, 'શાલિભદ્રે મારૂં વચન અંગીકાર કર્યું, મારૂં વચન તેણે લોપ્યું નહિ.'

જિનેશ્વરદેવની વાણીથી પરિકર્મિત મતિવાળા શાલિભદ્રે સંસાર સ્વરૂપની વિચારમગ્નતામાં તે સમગ્ર રાત્રી પસાર કરી. બીજા દિવસનું પ્રભાત થયું ત્યારે પ્રથમ સ્ત્રીને આજ્ઞા આપી કે, 'આજથી તારે નીચેના માળે રહેવું, આજ્ઞા વગર ઉપર આવવું નહિ'

તે સાંભળીને 'કુળવંત સ્ત્રીઓએ પતિનું વચન ઉલ્લંઘવું નહિ' તે હેતુથી તે વિષાદપૂર્વક અધોભૂમિમાં જઈને રહી અને વિચારવા લાગી; 'અહો ! મારા સ્વામીએ આ શું કર્યું ? નિરપરાધી એવી મને શા કારણથી તેમણે ત્યજી ? શું મને પહેલી ત્યજવા માટે જ મારી સાથે પહેલું પાણિ-ગ્રહણ કર્યું હતું ? લજ્જા અને વિનયથી યુક્ત એવી હું કાંઈ પણ પ્રશ્ન પૂછવાને શક્તિમાન નથી, હવે શું થશે ? દિવસ–રાત્રિનો નિર્વાહ કેવી રીતે થશે ? હું સર્વમાં અગ્રેસર છું, તેથી મારા સ્વામીએ મને એક ક્ષણવારમાં ગણત્રી બહાર કરી દીધી, તેથી અનુમાન કરતા જણાય છે કે અનુક્રમે સર્વને તેઓ ત્યજી દેશે. જો તેમ ન હોય તો મારા દુષ્કર્મોનો ઉદય થયો એમ જ સમજવું, તો સર્વ દુર્ભાગ્યવંતીઓમાં હું અગ્રેસર ઠરીશ.'

આ પ્રમાણે વિકલ્પની કલ્પનાના સમૂહથી ઉદ્ભવેલાં કષ્ટમાં પડેલી અને મુખે નિઃશ્વાસ મૂકતી તે મલિન દર્પણની

જેમ ખિન્ન વદનવાળી થઈ ગઈ અને મહાકષ્ટથી તે રાત્રિ અને દિવસ તેણે પસાર કર્યો ત્રીજે દિવસે સવારે વળી બીજી પત્નીને આજ્ઞા મળી કે, 'તારો આજથી ત્યાગ કરવામાં આવ્યો છે, તેથી તારે પ્રથમની પત્ની પાસે જઇને રહેવું.'

તેથી તે પણ ખિન્ન વદનવાળી થઇને પૂર્વની સ્ત્રી પાસે ગઇ. તે પણ તેને આવતી દેખીને જરા હસી ઉઠીને સામી ગઇ, અને હાથતાળી દઇને કહેવા લાગી, 'સખી! આવ, આવ! તું પણ મારી ગતિને જ પામી દેખાય છે! બહુ ચિંતા કરીશ નહિ. સર્વની આવી ગતિ ભવિષ્યમાં થવાની હોય તેમ દેખાય છે. તેથી આપણી ચિંતા નિરર્થક છે; 'એક પંથના પંથીને દુઃખ નહિ' તેવું શ્રુતિવાક્ય છે! ઉપર રહેલી ત્રીજી સ્ત્રી વિચારવા લાગી, 'આવતી કાલે મારી પણ આજ દશા થશે?

પછી તો જેમ જેમ દિવસ ચઢવા લાગ્યો, તેમ તેમ તે ચિંતા તથા શોકથી આકુળવ્યાકુળ થઇ 'આનંદ પામી નહિ. ચોથે દિવસે ત્રીજી સ્ત્રીને પણ આજ્ઞા આપીને વિસર્જન કરી. આ વાત ભદ્રાએ જાણી તેથી તે શાલિભદ્રની પાસે આવીને વિવિધ સ્નેહયુક્ત વચનો અને યુક્તિઓ વડે વિનવવા લાગી, સમજાવવા લાગી, છતાં વ્રતના આશયમાંથી તે જરાપણ પાછા હઠયા નહિ આ પ્રમાણે બધાયને ત્યજવાના હોવાથી તેના અભ્યાસરૂપ તેઓ હંમેશા એકેક સ્ત્રીને ત્યજવા લાગ્યા, અને મોહની ઉત્પત્તિનું કારણ સ્ત્રી પરિવાર

છે એમ માનીને તેઓએ સ્ત્રી ઉપરથી સર્વથા રાગ ત્યજી દીધો.

એક અવસરે શાલિભદ્રની બહેન સુભદ્રા પોતાના સ્વામી ધન્યકુમારનું મસ્તક સુગંધી જળવડે ધોઇને, અતિ સુગંધી તેલાદિ તેમાં નાખવા પૂર્વક કાંસકીથી વેણી ગુંથતી હતી, બીજી સ્ત્રીઓ પણ યથાસ્થાને બેઠેલી હતી. તે સમયે સુભદ્રાની આંખમાંથી બંધુના વિયોગ દુઃખનાં સ્મરણના કારણે ચિત્ત અસ્વસ્થ થવાથી, શૂન્યતાને લીધે કાંઈક ઉષ્ણ અશ્રુઓ ધન્યકુમારના બંને સ્કંધ ઉપર પડ્યા.

ધન્યકુમારે ઉષ્ણ અશ્રુબિંદુના સ્પર્શથી ઉંચું જોયું, અને પોતાની પ્રિયા સુભદ્રાના નેત્રમાં આંસુ જોઇ કહ્યું, ‘પ્રિયે! આ અશ્રુપાતનું શું કારણ છે? શું કોઇએ તારી આજ્ઞાનું ખંડન કર્યું છે? અથવા કોઇએ તને મર્મ વચનો કહ્યા છે? અથવા કોઇએ હલકા વચનો કહ્યા છે? પૂર્વે કરેલ પુન્યના પ્રભાવથી ઉત્પન્ન થયેલ, સકળ સુખથી ભરેલા મારા ઘરમાં તને દુઃખનો ઉદય કેવી રીતે થયો કે જેથી તું આ અકાળે ઉત્પાત કરાવનાર વરસાદના કણીઆની જેવા આંસુઓ પાડે છે?’

ત્યારે સુભદ્રા ગદ્‌ગદિત થઈને કહે છે; ‘સ્વામિન્! આપનાં ભવનમાં મને લેશ માત્ર પણ દુઃખ નથી, પરંતુ મારો ભાઈ શાલિભદ્ર શ્રેણિક મહારાજા ઘેર આવ્યા તે દિવસથી ઉદાસ થઇ ગયો છે શ્રમણ ભગવાન વીર ભગવાનના વચન શ્રવણથી પરમ વૈરાગ્ય વડે તેનું અંતઃકરણ વાસિત

થયું છે તેથી તે વ્રત લેવાને ઇચ્છે છે અને હંમેશા એક-એક પત્નીનો ત્યાગ કરે છે. એક મહિનામાં તે બધી સ્ત્રીઓને ત્યજી દેશે અને પછી વ્રત ગ્રહણ કરશે.

'તે વખતે મારા પિતાનું ઘર ભાઇ વગરનું અરણ્ય જેવું ઉદ્વેગ કરનારૂં થઇ પડશે ભાઈ જશે એટલે પછી પ્રતિ-વર્ષ રક્ષાબંધન હું કોને કરીશ ? કોણ મારી પસલી આપશે ? કોણ મને પર્વમાં અને શુભ દિવસોમાં આમંત્રણ કરશે ? કયા શુભ હેતુથી ઉત્સાહપૂર્વક હું પિતાના ઘેર જઇશ ? જો કોઈક વખત પિતાને ઘેર જઇશ તો પણ પ્રિય તે વ્હાલા ભાઇના વિયોગથી ઉલટું દુઃખથી ભરાયેલા હૃદયવડે હું પાછી આવીશ '

સ્ત્રીઓને પિતાના ઘરની સુખવાર્તા સાંભળવાથી અમૃતથી ભરાયું હોય તેમ તેનું હૃદય શીતળ અને પ્રસન્નતાયુક્ત થાય છે. શ્વસુરના ઘેરે ઉદાસ થયેલ સ્ત્રી પિતાને ઘેર જઇને સુખ મેળવે છે, પણ પિતા વગરના અને ભાઈ વગરના ઘેર હું શી રીતે જઇશ ? ભાઇનો આ રીતે ભાવી વિયોગ સાંભરવાથી મને ચક્ષુમાંથી અશ્રુપાત થાય છે, બીજું કાંઇ પણ મને દુઃખ નથી.'

સુભદ્રાના આવા વચનોને સાંભળીને જરા હસી સાહ-સના સમુદ્ર જેવા ધન્યકુમાર બોલ્યા; 'પ્રિયે ! તેં જે તારા પિતાના ઘરની શૂન્યતાની વાત કરી તે સાચી છે. સ્ત્રીનું હૃદય પિતાના ઘરનાં સુખના ઉદયની વાતો સાંભળીને ઉલ્લસાય-માન થાય છે, સ્ત્રીઓ હંમેશા પીયરીઆના ગૃહનું શુભ–

ચિંતન કરે છે, હમેશાં આશીર્વાદ આપે છે. તે બધું યુક્ત જ છે. પરંતુ તેં જે કહ્યું કે 'તે હમેશાં એક એક સ્ત્રીને ત્યજે છે.' તેમ કરવાથી તો તારો ભાઇ મને બહુ ભીરૂ જણાય છે. પ્રિયે ! કાતર પુરૂષ હોય તે જ ધીર પુરૂષે કરેલી વાર્તો સાંભળીને ઉલ્લસાયમાન થાય છે, ધીરના આચરણાનુસાર કરવાને ઇચ્છે છે, તે પ્રમાણે આદરવાને તૈયાર થાય છે; પરંતુ પછી અલ્પ સત્વવંત હોવાથી મંદ થઇ જાય છે.' નહિ તો શ્રી વીર ભગવંતના વચનામૃતથી સીંચાયેલ અને વ્રત લેવાના પરિણામરૂપી અંકુર જેને ઉદ્ભવેલ છે તે મંદ કેવી રીતે થાય ? ધીરપુરૂષ તો જે નિર્ણય કરે તદનુસાર વર્તે જ છે. પ્રાણાંતે પણ નિર્ણયને ત્યજતા નથી.'

'પ્રિયે ! પહેલાં તો પ્રાણીઓ અલ્પકાળમાં કાર્ય કરવાની ઇચ્છાવાળા થાય છે. પરંતુ પછીથી નિઃસત્વ પ્રાણીઓ વિલંબ વગર કાર્ય સિદ્ધ કરી શકતા નથી. તેથી તત્ત્વજ્ઞ એવા સાત્વિક પ્રાણીઓ વિલંબ વગર કાર્ય સાધવામાં જ વિશિષ્ટતા માને છે, તેઓ કોઇપણ કાર્ય કરવા ધારે છે, તો પછી જેમ શિઘ્ર થાય તેમજ તેઓ કરે છે, તેમાં વિલંબ કરતા નથી.'

આવા પોતાના પતિ ધન્યકુમારના સત્વગર્ભિત વચનોને સાંભળીને સર્વે સ્ત્રીઓ પણ શાલિભદ્રના વૈરાગ્યથી વિસ્મિત થતી કહેવા લાગી; 'પ્રાણેશ ! સત્વવંત પુરુષોને પોતાના હસ્તથી સાગર તરવો સહેલો છે, પરંતુ શુભ ધ્યાનવડે પુરુષોએ જિનાજ્ઞાને અનુરૂપ તપ કરવો તે દુષ્કર છે. કારણકે સર્વ આગમમાં કુશળ અને જિનકલ્પ પાળનારા ચૌદ પૂર્વ-

ધરો પણ પતિત થયેલ સંભળાય છે, તો પછી બીજાની શી વાત ? આ જગતમાં દુઃખિત થતાં સંચારી જીવો આજીવિકાના દુઃખથી સંતાપ પામે છે. અને મોક્ષસુખના એકાંત કારણભૂત તપ સંયમ છે' તેમ કથંચિત્ જાણે છે તો પણ તેઓ ચારિત્ર ગ્રહણ કરતા નથી.

'તો પછી આ જન્મમાં પણ દેવતાઇ ભોગવિલાસોને ભોગવનાર, વળી રત્નના તથા સુવર્ણના આભરણો ચક્રવર્તી અથવા તો ત્રૈલોક્યાધિપતિ શ્રી જિનેશ્વરદેવના ઘેર પણ ફેંકી દીધેલી પુષ્પની માળાની માફક નિર્માલ્યતા પામતા નથી, તે આભરણો જેને ત્યાં હંમેશા નિર્માલ્યપણું પામીને ફેંકી દેવાય છે, અને પછીથી તેની કોઈ સંભાળ પણ કરતું નથી.'

'વળી જેને ઘેર સુવર્ણ તથા રત્નમય દેવદૂષ્ય વસ્ત્રો પણ શ્લેષ્માદિની માફક જુગુપ્સા કરવા લાયક ગણાય છે, ઉદ્યમવંત પુરુષો જગતમાં પરિભ્રમણ કરે ત્યારે તેમાંના રત્નના વ્યાપારીઓને જેવું એકે રત્ન પણ મળી શકતું નથી, તેવા રત્નોના સમૂહ જેના પગની આગળ રખડે છે, અને તેવા રત્નોવડે જેના ઘરનું ભૂમિતળ બાંધેલું છે, વળી જેને મેનકા, રંભા, તિલોત્તમા જેવી રૂપસુંદરીઓનો તિરસ્કાર કરે તેવી બત્રીસ પત્નીઓ છે, વળી જે કૃમિના રંગની જેમ હંમેશા રાગમાં રંગાયેલ છે, જેની સ્ત્રીઓ પતિના વચનને અનુકુળપણે વર્તનારી છે, ને સ્ત્રીઓની ચોસઠ કળામાં નિપુણ છે.'

'હંમેશા પ્રતિક્ષણે પતિના ચરણની સેવામાં જેઓ તત્પર છે, જેના હાવભાવ તથા વિલાસો વડે દેવો પણ સ્નેહ પામે

મોહી જાય તેવા હાવભાવવાળી છે, જેઓના અંગમાં જરા-પણ દોષ નથી, કામદેવે સર્વ શક્તિનો ઉપયોગ કરી વહેંચી દઇને જાણે આ બત્રીશ સ્ત્રીઓ બનાવી હોય તેવી જે દેખાય છે, તે સ્ત્રીઓમાંથી એકેકને જે ત્યજે છે, તેવાને તમે કાતર-બ્હીકણ કહો છો, તેથી તમારૂં નિપુણપણું અને નિપુણતાનું જ્ઞાન જાણ્યું ! તમે પણ બહુ નિપુણ દેખાઓ છો ! પરંતુ તમે શું કરો ? અનાદિના મોહથી આવૃત્ત થયેલ જીવોની આવીજ પ્રકૃતિ હોય છે કે તેઓ વગર બોલાવ્યા પણ બળા-ત્કારે મૂંઝાઈ જઇ પરના અનેક ગુણોને છોડી દઇને અછતા એવા દોષોને ઉપજાવી કાઢી બોલ્યા કરે છે '

આ જગતમાં ગૃહશૂર પુરૂષો તો હજારો હોય છે, કહ્યું છે કે, પરોપદેશમાં કુશળ ઘણા માણસો દેખાય છે; પણ પોતાને કરવાનો સમય આવે છે ત્યારે છળ કરીને તેઓ છટકી જાય છે. ' પરંતુ રણમાં વીરપુરૂષોની જેમ યુદ્ધના સમયે સન્મુખ ભાવથી દ્રઢ હૃદયવાળા થઇને કર્તવ્યમાં જ એક સાધ્ય રાખ-નારા બહુ સ્વલ્પ હોય છે લૌકિક વ્યવહારમાં પણ દુષ્કર કાર્યની વાતો કહેતી વખતે વાતો કરનારા ઘણા દેખાય છે, પરંતુ તે કાર્ય કરવાનું હોય ત્યારે કોઇ ઉભું રહેતું નથી; તેમ અહીં પણ દીક્ષાની શિક્ષા દેવા માટે કોણ હોશિયારી ન દેખાડે ?'

' પરંતુ સ્વામી ! ' અગ્નિને પીવાની જેમ દીક્ષા ગ્રહણ કરવી અતિ દુષ્કર છે ' શાલિભદ્રની માતાએ શાલિભદ્ર એકનેજ જણ્યો છે, કે જે આવું દુષ્કર વ્રત ગ્રહણ કરનારને તત્પર

થયો છે જો તમારા હૃદયમાં દીક્ષા લેવી સહેલી લાગે છે તો પછી ભોગોને રોગની જેમ ત્યજીને તમે કેમ દીક્ષા લેતા નથી?

પત્નીઓની ઉપરોક્ત ઉત્તમ વાણીને સાંભળીને ધન્યકુમાર ઉત્સાહપૂર્વક બોલ્યા; અહો ! તમે ધન્ય છો, કારણ કે તમે બધાયે અવસરને ઉચિત આવા શુભ વાક્યો બોલીને તમારી ઉત્તમ કુલીનતા પ્રકટ કરી દેખાડી છે કુળવંતી સ્ત્રીઓ વગર બીજું કોણ આવું બોલવા સમર્થ થાય? હું ધન્ય છું, આજે મારૂં નામ યથાર્થ થયું છે હવે મારા ભાગ્ય જાગૃત થયા છે. હું શાલિભદ્રથી પણ અધિક ભાગ્યવાન છું, કારણ કે અંતરાય કરનાર સ્ત્રીસમૂહ પણ આ પ્રકારે શિખામણના વચનો દ્વારા મને સહાય કરનાર થયો છે. હું તમારૂં કલ્યાણકારી વાકય શ્રુતિની જેમ સ્વીકારીને વ્રત ગ્રહણ કરવા જાઉં છું તેથી હે સ્ત્રીઓ ! તમે પણ હવે પતિના માર્ગે ગમન કરવા સજ્જ બનજો ! '

આમ પોતાની આઠે પત્નીઓને ઉત્તેજિત કરીને, યોગીઓને પણ આશ્ચર્ય પમાડતા શુદ્ધ બુદ્ધિવાળા ધન્યકુમાર પત્નીઓને પણ વ્રત લેવામાં સાવધાન કરવા લાગ્યા.

વૈરાગ્યવાસિત બની દીક્ષા ગ્રહણ કરવા ઉજમાલ બનેલા ધન્યકુમારની લક્ષ્મીનો વિસ્તાર આ પ્રમાણે હતો.

ઋદ્ધિ અને સમૃદ્ધિથી ભરેલા પંદરસો ગામ તેમની માલિકીમાં હતા, પાંચસો રથો, પાંચસો ઘોડા, પાંચસો ઉત્તમ મોટા ધવળમંદિરો, પાંચસો દુકાનો, પોતાની બુદ્ધિ અનુસાર ક્રય-વિક્રય વગેરે સર્વ વ્યાપારની ક્રિયા કરવામાં કુશળ એવા

પાંચ હજાર મુનિમો, સમુદ્રમાં વ્યાપાર કરવાના સાધનભૂત પાંચસો વહાણો, અતિ અદ્દભુત રાજમંદિરને પણ જીતે એવા દેવવિમાનનો ભ્રમ કરાવનારા સાત ભૂમિવાળા આઠ મહેલો, આઠ પત્નીઓ, પ્રત્યેક પત્નીની નિશ્રાએ એકેકે ગોકુળ એટલે આઠ ગોકુળ, ( એક એક ગોકુળમાં દશ-દશ હજાર ગાયો ) આટલાના તે સ્વામી હતા.

તદુપરાંત ધન્યકુમારે ભંડારમાં, વ્યાપારમાં; વ્યાજમાં વસ્ત્રોમાં, આભરણોમાં અને ઘરના રાચ-રચીલામાં એ રીતે પ્રત્યેકમાં છપ્પન છપ્પન સુવર્ણ કોટિ દ્રવ્ય સ્થાપેલું હતું.

આઠે પત્નીઓની નિશ્રાએ એકેક કરોડની કિંમતનું સુવર્ણ હતું, તે પ્રમાણે આઠે પત્ની પાસે આઠ કરોડનું સોનું હતું. વળી ધાન્યના કોઠારો હજારો હતા, તેમાંથી અનેક ગામોમાં દીન, હીન, દુઃખિત જનોના ઉદ્ધાર માટે દાનશાળાઓ ચાલતી હતી. વળી મનમાં ચિંતવેલા ભોગ-સંભોગાદિકને, ઇંદ્રિયના સુખોને, યશકીર્તિને તથા ઐહિક સર્વ ઇચ્છિત સુખોને આપવાના સ્વભાવવાળો ચિંતામણિ રત્ન જેવો મણિ જે ગંગાદેવીએ તેમના બ્રહ્મચર્યથી વશ થઇને આપેલ હતો તે તેમની પાસે હતો.

બીજી પણ અમૂલ્ય વિવિધ ગુણો તથા સ્વભાવવાળી રત્નૌષધિ વગેરે સંખ્યાબંધ વસ્તુઓ તેમની પાસે હતી. દેશ-દેશાંતરમાંથી આવેલ રાજાઓને પણ દુર્લભ એવા અનેક મણિ રસાયણાદિક ગણત્રી વગરના તેમની પાસે હતા વળી

પ્રતિમાસે અને પ્રતિવર્ષે સાર્થવાહ, મોટા શ્રેષ્ઠીઓ અને રાજાદિકો સ્વદેશ પરદેશમાંથી આણેલી વસ્તુઓ કે જે શોધવા જતા પણ મળે નહિ તેવી વસ્તુઓ હર્ષપૂર્વક લાવીને ધન્ય કુમારને ભેટ આપતા હતા તેમજ તેમના પર અતિ સ્નેહ ધરાવનાર સ્વજન તથા મિત્રાદિકો પાસે પણ પુષ્કળ સંપદા હતી. અતિ ઉત્કૃષ્ટ પુન્યોદયનું આ પ્રત્યક્ષ લક્ષણ હતું.

આવી મહાઋદ્ધિના વિસ્તારવાળા અધિક સત્ત્વવંત ધન્યકુમાર તે સર્વને તૃણતુલ્ય ગણીને વ્રત ગ્રહણ કરવાને ઉદ્યત થઇ ગયા; કારણકે, 'સત્ત્વવંત પ્રાણીઓ ઉત્તમ અર્થ સાધવામાં ઢીલ કરતા નથી.'



## ૧૯ : ધન્ના-શાલિભદ્રજી ભગવંતના ચરણોમાં :

**આ** રીતે પ્રવ્રજ્યાને સ્વીકારવા ઉજમાળ બનેલા સત્ત્વશાલી ધન્યકુમારે રત્નત્રયીના અર્થની નિર્વિઘ્ન સાધના માટે સર્વ તીર્થોમાં અટ્ઠાઈ મહોત્સવ કરાવ્યો. સાતે ક્ષેત્રમાં ઘણું ધન વાપર્યું. કેટલુંક ધન દીન-હીનના ઉદ્ધારમાં વાપર્યું, કેટલુંક ધન ઉદારભાવથી સ્વજનાદિકને આપ્યું, અને હમેશાં સેવા કરનારાઓને જીવિતપર્યંત આજીવિકા ચાલે તેટલું ધન આપ્યું કે જેથી તેમને કોઈની સેવા કરવાનું રહે નહિ. કેટલુંક ધન અખંડ યશની પ્રાપ્તિ માટે શાસનની ઉન્નતિમાં આપ્યું, કેટલુંક ધન યાચકોને આપ્યું, કેટલુંક ધન જ્ઞાતિજનોના પોષણ માટે વાપર્યું, કેટલુંક ધન રાજાને ભેટ કરીને અવસરોચિત પ્રવૃત્તિ દેખાડવા તથા પ્રમાદી પુરૂષોને જાગૃત કરવા માટે વાપર્યું. આ પ્રમાણે ઉદારદિલ ધન્યકુમારે ઘણું ધન ધર્મના, તેમજ યશના કાર્યોમાં વાપર્યું તથા આપ્યું. બાકીના ધનની યથાયોગ્ય રીતે વ્યવસ્થા કરીને ધન્યકુમાર નિશ્ચિંત થયા.

સુભદ્રાએ પણ પોતાનો આશય માતા પાસે જણાવ્યો. તે વખતે માતાએ કહ્યું; ' પુત્રી ! હજુ તો પુત્રના વિયોગની વાર્તાથી બળતા અંતઃકરણવાળી હું થઈ છું, તેવામાં તું પણ

વ્રત ગ્રહણ કરવામાં તત્પર થઇ ? આ પ્રમાણે ક્ષત ઉપર ક્ષારની જેમ તું દુઃખ કેમ આપે છે ? તમે બંને જશો, પછી મારે કોનું આલંબન ? કોની સહાય ? કોનો આધાર ? તને પણ સહસા આ શું થઈ ગયું ?'

જવાબમાં સુભદ્રાએ કહ્યું; 'માતા ! અમે આઠે બહેનોએ નિર્ધાર કર્યો છે કે પતિની સાથે અવશ્ય સંયમ ગ્રહણ કરવું. આ જગતની સ્થિતિ પલટાઇ જાય તો પણ અમે આ પ્રતિજ્ઞા મૂકવાના નથી. જે અમને સંયમ ગ્રહણ કરવામાં વારશે તેને અમે અમારા શત્રુતુલ્ય ગણીશું. કદાપિ અમારા સ્વામી વિલંબ કરશે, તોપણ અમે વિલંબ કરીશું નહિ. વળી સંયમમાં એકતાન થયેલા મારા ભાઇને પણ તમારે રોકવો નહિ.'

આ પ્રમાણે કહી સુભદ્રા પોતાનાં ઘેર ગઇ.

ભદ્રામાતા આ બાજુ ધન્યકુમારને મળવા તેમના આવાસે આવ્યા. ત્યાં આવીને કહેવા લાગ્યા; 'ભદ્ર ! પુત્ર તો દુઃખ દેવાને તૈયાર થયો છે, તેટલામાં તમે પણ દાઝયા ઉપર ડામની જેમ ઘર ત્યજવાને તૈયાર થયા છો ? પરંતુ મારી ચિંતા કોઇ કરતા જ નથી ? આ વૃદ્ધા શું કરશે ? કોનાં ઘેર રહેશે ? નિર્દોષ અને નિરપરાધી એવી આ બત્રીશ મારા પુત્રની અને આઠ તમારી કુળવંતી સ્ત્રીઓને કોણ પાળશે ?' આ પ્રમાણે પોતાના સાસુ ભદ્રાના અશ્રુપૂર્ણ ગદ્‌ગદ્ વચનોને સાંભળીને ધન્યકુમાર બોલ્યા; 'આ જગતમાં કોણ કોની પાલના કરે છે ? પોતાનું સ્વકૃત પુન્યજ પરિપાલના કરે છે,

બીજાએ કરેલી પ્રતિપાલના તો ઔપચારિક છે. સર્વે સંસારી જીવો સ્વાર્થવડે જ સ્નેહ રાખે છે, પરંતુ પરમાર્થની અપેક્ષા-વાળા તો એક સાધુ જ હોય છે, તે વિના બીજા કોઈ હોતા નથી. '

' તમે તમારા સ્વાર્થની પૂર્તિ માટે પુત્રને વ્રત ગ્રહણ કરવામાં અંતરાય કરવાની ઇચ્છા કરો છો; પરંતુ મારો પુત્ર અવિરતિના બળથી વિષયો તથા કષાયોને સેવીને ચારે ગતિમાં પરિભ્રમણ કરશે, અને નરકાદિકમાં અતિ દારૂણ કર્મના વિપાકો ભોગવીને દુઃખ પામશે તે ચિંતા તો કરતા જ નથી!' માતા-પુત્રનો સંબંધ તે એક ભવને આશ્રયીને છે, અને તેના વિપાક તો અનેક ભવમાં અસંખ્ય કાળ સુધી પીડા કરે છે. આ સંસારમાં આટલા કાળ સુધી પરસ્પર વિરૂદ્ધ ભાવ-વાળા ઘણા સંબંધો થયા, ઘણા વિષયો ભોગવ્યા, તેને તથા તમને ઘણો હર્ષ ઉત્પન્ન થયો, પરંતુ તેના વિપાક ભોગવવાના સમયે તમે તેનો ઉદ્ધાર કરવાને જરાપણ શક્તિ-વંત થવાના નથી તેમજ તે તમારો ઉદ્ધાર કરવાને સમર્થ થશે નહિ.

આ સંસારમાં અતિ વલ્લભ પુત્રને પણ તમે સ્વહસ્તેજ અનંતીવાર મારેલ હોય છે. તેણે તમને પણ મારેલ હોય છે; તેથી આ ભવના સ્નેહવડે વિયોગનો ખેદ શા માટે કરવો? આવો દુઃખદાયી સ્નેહસંબંધ તો અનંતીવાર થયો છે, પરંતુ આવો જિનેશ્વરદેવના ચરણકમળના આશ્રયે ચારિત્ર ગ્રહણ કરવા માટે તમારો આદેશ માગવાનો પ્રસંગ તેને કોઇ વખત

પ્રાપ્ત થયો નથી. તે તમારા ભાગ્યયોગે હમણાં જ પ્રાપ્ત થયો છે. માટે તે સંયોગને સફળ કેમ કરતા નથી? આ પ્રમાણે શા માટે વિચારતા નથી કે, ' મારો પુત્ર અરિહંતની પર્ષદામાં સુર, અસુર અને રાજાઓના સમૂહથી વંદન કરાતો ચતુર્વિધ સંઘની સાક્ષીએ ચારિત્ર ગ્રહણ કરે છે, અહો! હું તો દ્રમકની પેઠે કાંઈ ત્યજતી નથી, પરંતુ મારો પુત્ર સર્વ ત્યજીને પરમ અભયદાન દેનારા શ્રી વીરભગવંતના સ્વહસ્તે દીક્ષા લે છે, તેમનો શિષ્ય થાય છે, તેને શું ભય છે? તે તો સંસારસાગરને શિઘ્ર તરશે, માટે તેમાં શું અશુભ થાય છે કે તમે દુઃખી થઇને ખેદ પામો છો?

શ્રી જિનેશ્વરદેવના ધર્મને જાણનારા હોવા છતાં આવા અશુદ્ધ વચનો તમારા મુખમાંથી કેમ નીકળે છે? તેના વિવાહાદિ મહોત્સવો તો અનંતવાર તમે કર્યા, તો પણ તૃપ્તિ થઈ નહિ, પરંતુ આ ભવમાં તમને બંનેને પરમ સુખના હેતુભૂત ચારિત્રોત્સવ કેમ કરતાં નથી? સંસારમાં જે સંબંધો ધર્મની આરાધનામાં સહાય કરનારા થાય તે જ સંબંધો સફળ છે, બીજા સંબંધો તો વિડંબનારૂપ છે. તેથી ઘેર જઇને ચિત્તની પ્રસન્નતાથી પુત્રના દીક્ષા ગ્રહણ કરવાના શુભ મનોરથની પૂર્તિ કરો, કે જેથી તમારો સંસાર પણ અલ્પ થાય. મેં તો ચારિત્ર ગ્રહણ કરવાનો નિર્ધાર જ કર્યો છે, ને તે જગતની સ્થિતિ પલટાઇ જાય, તોપણ તેને કોઈ અન્યથા કરવાને સમર્થ નથી. સંસારના પાસમાં નાંખવાના ગુણવાળા તમારા સ્નેહગર્ભિત દીન વચનોને સાંભળી હું ચળાયમાન

થાઉં તેમ નથી. સંસારના સ્વાર્થમાં એકનિષ્ઠ થયેલાઓ વિવિધ રચનાવડે વિલાપ કરે છે, પરંતુ હું તેવો મૂર્ખ નથી કે ધતુરો વાવવા માટે કલ્પવૃક્ષને છેદી નાંખું ?'

'તમારા મોહગર્ભિત સ્નેહવચનો પરમ આનંદ આપનારા થતા હતા, તે દિવસો હવે ગયા છે, હવે તો શ્રી વીરભગવંતનું ચરણ એજ શરણ છે, હવે સ્વપ્નમાં પણ બીજા વિકલ્પો આવવાના નથી; તેથી હવે તાકીદે ઘેર જાઓ. અને પુત્રને સંયમ ગ્રહણ કરવામાં વિઘ્ન કરનારા ન થતા તેને સહાયક બનો.'

આ રીતના સત્વ તથા વિવેકયુક્ત ધન્યકુમારના નિર્મળ વચનોને સાંભળીને મોહના કારણે તદ્દન નિરાશ થઈ ભદ્રામાતા પોતાના ઘેર આવ્યા.

ધન્યકુમાર હર્ષના સમૂહથી ભરેલા હૃદયવડે મોટા આડંબર સાથે વ્રત ગ્રહણ કરવા માટે ચાલ્યા. તે સમયે જેવી રીતે લક્ષ્મી પુન્યને, ગ્રહો સૂર્યને અને સિદ્ધિઓ સત્વને અનુસરે છે, તે રીતે તેમની સર્વે પતિવ્રતા સ્ત્રીઓ પણ પોતપોતાની વિભૂતિ સાથે સુખાસનમાં બેસીને ધન્યકુમારને અનુસરી તેમની સાથે દીક્ષા લેવા ચાલ્યા.

આ હકીકતને અચાનક સાંભળીને આનંદપૂર્વક વિસ્મિત થયેલા અભયકુમારાદિ સર્વે માથું ધૂણાવતાં ધન્યકુમારની પ્રશંસા કરવા લાગ્યા. તે સમયે અભયકુમાર અને બીજા બુદ્ધિશાલી સભાસદો શ્રેણિક મહારાજાને કહેવા લાગ્યા; 'વ્રત લેવાને માટે જેમણે ઉદ્યમ કર્યો છે, એવા ધન્યકુમારને

હવે આપ નિવારતા નહિ! આપે તેમને દીક્ષા લેવામાં સહાય કરવી તે યોગ્ય છે '

મહારાજા શ્રેણિકે પોતાની પુત્રીની સ્થિતિ જાણવા માટે પૂછયું કે, ' સોમશ્રી પ્રમુખ તેમની આઠ સ્ત્રીઓની શી ગતિ થશે ? '

અભયકુમારે કહ્યું; ' તે બધી પણ ધન્યકુમારને અનુસરશે ' તે સાંભળીને શ્રેણિક રાજા વિસ્મયપૂર્વક બોલ્યા, ' આ સંબંધને ધન્ય છે, તેઓનો સંબંધ સફળ છે. જે સ્ત્રીઓનો સમૂહ મોક્ષમાર્ગમાં વિઘ્ન કરનાર થાય છે, તે જ તેને આ રીતે સહાય કરનાર થયો એ જ મોટું આશ્ચર્ય છે ! '

ધન્યકુમારે મોટી વિભૂતિ સહિત અસ્ખલિત રીતે દીન-હીનજનોને દાન દીધું પછી સિંહની માફક ઉત્સાહ સહિત ઇંદ્રિયના સમૂહને વશ કરીને પ્રિયાઓ સહિત તેઓ નીકળ્યા.

માર્ગમાં સર્વે પૌરજનો આવું સાહસ તથા દુષ્કર કાર્ય કરતા તે ધન્નાજીને દેખીને વિસ્મય તથા હર્ષથી પૂરાયલા મનવાળા થઇને તેમની સ્તુતિ કરવા લાગ્યા; ' અહો ! કેવો અદ્ભુત વૈરાગ્ય રંગ ! અહો કેવું અદ્ભુત સત્વ ! અહો કેવી અનુપમ બુદ્ધિ ! અહો કેવી તેજસ્વિતા ! ખરેખર તેઓએ પોતાનું ધન્ય નામ સફલ કર્યું ! તેમણે પોતાના જન્મને સાર્થક કર્યો ! યુવાવસ્થામાં પણ વ્રત લેવાની તેમની શક્તિને ધન્ય છે, આ પતિ-પત્નીનાં સંયોગને ધન્ય છે. નિર્વિઘ્નકારી એવા તેમના ધર્મના ઉદયને ધન્ય છે, તેમના પુણ્યાનુબંધી પુણ્યના ઉદયને ધન્ય છે, લોકોત્તર અને ઉપમા ન આપી

શકાય તેવા એમના ભાગ્યને પણ ધન્ય છે કે, જગન્નાથ શ્રી વીરભગવંતના હાથે તેઓ દીક્ષા ગ્રહણ કરશે તેમના જીવિતને પણ ધન્ય છે, આપણા આજના દિવસને અને આપણા જન્મને પણ ધન્ય છે કે ધર્મમૂર્તિ એવા ધન્યકુમારના આપણને દર્શન થશે તેવા મહાન પુરૂષોનાં નામ ગ્રહણથી પણ પાપનો નાશ થાય છે.'

ઉપરોક્ત સ્તુતિ કરતા હજારો પૌરજનો તેમને નમસ્કાર કરવા લાગ્યા. પૌરજનોથી કરાતી તેવી પ્રશંસા સાંભળતા ધન્યકુમાર ગુણશીલ વનમાં આવ્યા. પૌરજનનાં તથા ઘરનાં માણસોનાં મુખેથી તે વૃત્તાંત સાંભળીને લીલાશાળી શાલિભદ્ર પણ સંવેગથી વ્રત લેવામાં ઉત્સુક થયા; પછી માતાની પાસે જઈને યુક્તિપૂર્વક માતાને સમજાવ્યા. માતા ભદ્રા પ્રત્યુત્તર દેવાને શક્તિવંત થયા નહિ પૂર્વે ધન્યકુમારનાં વચનની યુક્તિથી તેમનો આગ્રહ ઢીલો પડ્યો હતો. એટલે શાલિભદ્રનો વ્રત ગ્રહણ કરવાનો નિશ્ચળ અભિપ્રાય જાણીને ભદ્રા બોલ્યા, 'વત્સ! તારો તથા ધન્યકુમારનો વૈરાગ્ય પરિપકવ થયો છે, અને તમે દીક્ષા ગ્રહણ કરવા કૃતનિશ્ચયી થયા છો, તો તમને હવે અમે કઈ રીતે રોકીએ? તમે તમારા કાર્યમાં સફલ બનો! એ જ અમારા આશિર્વાદ છે.' આ પ્રમાણે બોધ પામેલા માતાની આજ્ઞા મેળવીને તરત જ સર્વ સ્ત્રીઓને ત્યજી દઈ વિષમિશ્રિત અન્નની જેમ શેષ ભોગોપભોગને પણ ત્યજી દઈ વ્રત ગ્રહણના ઉદ્યમમાં શાલિભદ્ર તૈયાર થઈ ગયા.

તે સમયે શ્રેણિક મહારાજાએ તથા ગોભદ્રદેવે તેમની

દીક્ષા નિમિત્તે અપૂર્વ મહોત્સવ કર્યો એ રીતે શાલિભદ્ર પણ જિનેશ્વર શ્રી મહાવીર ભગવંતની પાસે આવ્યા. તે બંને સમવસરણ પાસે આવી પાંચે અભિગમ સાચવી મહાવીર ભગવંતને નમીને બોલ્યા; ' હે ભગવંત ! જન્મ, જરા ને મૃત્યુથી આ સંસાર સળગી રહ્યો છે, જેવી રીતે કોઈ ગૃહસ્થ ઘરમાં આગ લાગે ત્યારે જે વસ્તુ (હિરણ્ય–રત્નાદિ) ઓછા ઓછા ભારવાળી અને બહુ મૂલ્યવાળી હોય તે લઇને એકાંતમાં ચાલ્યો જાય છે, પછી તે જ વસ્તુ લોકમાં તેના હિત માટે, સુખ માટે અને સામર્થ્ય માટે ભવિષ્યકાળમાં થાય છે, તેવી રીતે અમે પણ અદ્વિતીય એવા ઇષ્ટ, કાંત, મનોજ્ઞ અને મનને પ્રિય તેવા મારા આત્મરૂપ ભાંડને સંસાર અગ્નિમાંથી બહાર કાઢી લીધો છે–બળતામાંથી બહાર લાવ્યા છીએ ! આપ અમારા આત્માના શરણુ બની અમને દીક્ષા આપો, (પ્રત્યુપેક્ષણાદિ શીખવીને) આપ જ તે આત્માને ઉત્તમ કરો, (સૂત્રાર્થાદિ ગ્રહણ કરાવીને) આપ જ તેને–આત્માને ભણાવો, અને આપ જ આચાર, ગોચરી, વિનય, કર્મક્ષયાદિરૂપ ફળવાળું ચારિત્ર, પિંડવિશુદ્ધયાદિ તેમજ સંયમયાત્રા તેને તેને શિખવો અને તે માટે જ આહાર વગેરેની વિધિપૂર્વક સંયમમાં પ્રેરણા આપો. '

આ પ્રમાણે સિદ્ધાંતમાં પ્રસિદ્ધ વિજ્ઞપ્તિ તેમણે ભગવંતને કરી. તે વખતે શ્રી વીરભગવંતે તેમને કહ્યું; ' જેવી રીતે આત્મહિત થાય તેમ કરો, તેમાં કોઇનો પ્રતિબંધ ગણશો નહિ ' શ્રી વીરભગવંતની આજ્ઞા મળવાથી તે બંને ઈશાન

ખૂણામાં અશોકવૃક્ષની નીચે ગયા, અને ત્યાં જઇને તેમણે પોતાની મેળે જ આભરણો ઉતારી નાખ્યા. અને કુળવૃદ્ધ સ્ત્રીઓએ તેને ધવળ વસ્ત્રમાં ગ્રહણ કરી લીધા.

પછી તે કુલવૃદ્ધાઓએ કહ્યું; 'હે વત્સો ! તમે ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલા છો. આ વ્રત પાળવું અતિ દુષ્કર છે, ગંગાના પ્રવાહની સન્મુખ જવા જેવું છે, તલવારની ધાર ઉપર ચાલવા જેવું છે, લોઢાના ચણા ચાવવા જેવું છે, ભાલાના અગ્રભાગથી ખરજ ખંજવાળવા જેવું છે, તેથી હે ભદ્રો ! તમે સ્વાર્થ સાધવામાં બિલકુલ પ્રમાદ કરશો નહિ.'

આ પ્રમાણે કહીને અશ્રુ સારતી તે વૃદ્ધાઓ એકાંતમાં ચાલી ગઈ પછી તે બંને ધન્યકુમાર તથા શાલિભદ્રે પોતપોતાના મસ્તકનો સ્વયં પંચમુષ્ટિ લોચ કર્યો; શ્રેણિક તથા અભયકુમાર વગેરેએ તેમને મુનિવેશ આપ્યો તે વેશ પહેરીને તે બંને શ્રી વીરભગવંતની પાસે આવ્યા. ને ત્યારબાદ મહાવીર પરમાત્માએ તે બંનેને મહાવ્રત ઉચ્ચરાવી દીક્ષા આપી.

સુભદ્રાદિ આઠેને પણ શ્રી મહાવીર ભગવંતે દીક્ષા આપીને આર્યા ચંદનબાળા મહત્તરા પાસે મોકલી; ત્યાં તેઓ ગ્રહણ અને આસેવના-એ બંને પ્રકારની શિક્ષા વગેરે શીખવા લાગ્યા ધન્ના અને શાલિભદ્ર મહર્ષિ પાંચ મહાવ્રતોને વિધિપૂર્વક ગ્રહણ કરીને દેવેંદ્ર તથા નરેંદ્રોથી પ્રશંસા કરતા મહામુનિ થયા. શ્રી વીરભગવંતે સુવિહિત સ્થવિર પાસે તે બંનેને મોકલ્યા. પછી શ્રેણિક, અભયકુમાર વગેરે શ્રી જિને-

શ્વરદેવને નમીને તથા સર્વ સાધુઓને વંદન કરીને તે બંને મુનિની પ્રશંસા કરતા સ્વસ્થાને ગયા.

ધન્યકુમાર તથા શાલિભદ્ર બંને મહર્ષિઓ સ્થવિરોની પાસે ગ્રહણ ને આસેવના શિક્ષા અપ્રમત્ત ભાવથી શિખ્યા અને સ્થવિર ભગવંતોની સાથે ઘણો સમય સુધી પૃથ્વી ઉપર વિચર્યા જ્ઞપરિજ્ઞાથી માંડીને સંપૂર્ણ અગ્યારે અંગો તેઓ ભણ્યા, અને તેના સૂત્રાર્થોના અધ્યયનમાં લીન થઇને ગીતાર્થ થયા. પ્રત્યાખ્યાન પરિજ્ઞાવડે તીવ્ર તપશ્ચર્યા કરીને થોડા જ સમયમાં તેઓ મુનિપુંગવ થયા. અપ્રમત્ત ભાવથી ઇચ્છારોધ કરીને એક, બે, ત્રણ, ચાર યાવત્ માસક્ષપણાદિ વિવિધ તપસ્યાઓ કરીને એ બંને મહર્ષિઓ બાર વરસ સુધી સ્થવિર ભગવંતોની સાથે વિવિધ દેશોમાં વિહાર કરી શ્રી વીર ભગવંતની પાસે આવ્યા.

શ્રી વીર પરમાત્મા પણ ભૂમિપીઠને પવિત્ર કરતાં ફરીને રાજગૃહીમાં પધાર્યા, દેવોએ અષ્ટ મહાપ્રાતિહાર્યાદિકની રચના કરી તે દિવસે તે બંને મહર્ષિઓને માસખમણનું પારણું હતું. પરંતુ અહંકાર રહિત તથા ખાવાની લોલુપતા વગરના તેઓ ગોચરી જવાની અનુજ્ઞા લેવા માટે શ્રી વીરભગવંતની પાસે આવ્યા અને વિનયપૂર્વક તેમણે પ્રણામ કર્યા.

તે સમયે વીરભગવંતે શાલિભદ્ર તરફ જોઇને કહ્યું; 'વત્સ! આજે તને તારી માતા પારણું કરાવશે' આ પ્રમાણે વીરભગવંતના શ્રીમુખેથી સાંભળીને તેમની અનુજ્ઞા લઈ ધન્ય અને શાલિભદ્ર મહર્ષિ રાજગૃહીમાં આવ્યા. શ્રી વીરભગ–

વંતના વચન પ્રત્યેની શ્રદ્ધાથી તેઓ ફરતા ફરતા ભદ્રાના આવાસે ગયા અને તે બંનેએ ધર્મલાભરૂપ આશીર્વાદ આપ્યો. પરંતુ પોતપોતાની પ્રવૃત્તિઓમાં વ્યગ્ર હોવાથી ભદ્રાનો સમગ્ર પરિવાર તે અવસરે આ બંને મહર્ષિઓની સામે પણ જોઇ શક્યો નહિ. ત્યાં કોઈ બોલ્યું નહિ, તેમ આદર પણ આપ્યો નહિ, બંને મહર્ષિઓ આંગણામાં ઉભા રહ્યા, એક પગલું પણ આગળ વધ્યા નહિ, માત્ર સર્વાર્થની સિદ્ધિ કરનાર મૌન ધારણ કરીને ઉભા રહ્યા.

આ બાજુ પુત્ર તથા જમાઈ મુનિના વંદન કરવાની ભાવનામાં તથા ઉત્સાહમાં વ્યગ્ર ભદ્રામાતા વિચાર કરે છે; 'અહો! હજુ પણ મારા ભાગ્ય જાગતા છે, કે જેથી મારો પુત્ર અને જમાઇ બંને આજે શ્રી વીરભગવંતની સાથે અહિં આવેલા છે; તેથી ત્યાં જઇને તેમને નમસ્કાર કરીને અતિ ભક્તિ-પૂર્વક આમંત્રણ કરૂં અને જો તેઓ પધારે તો આનંદથી ભાતપાણી દ્વારા લાભ લઉં. પૂર્વે સંસારી અવસ્થામાં જે વિવિધ રસ દ્રવ્યના સંયોગવડે નિષ્પન્ન કરેલી રસોઇવડે તેઓનું જે પોષણ કરેલ છે, તે તો ઐહિક મનોરથની સિદ્ધિ કરનાર, સંસારપરિભ્રમણના એક ફળરૂપ હતું, હમણાં તો જે ભક્તિ-વડે અન્ન-પાનદ્વારા તેઓનું પોષણ થશે, તે ઉભયલોકમાં સુખાવહ અને અંતે મુક્તિપદને આપનાર થશે '

આ પ્રમાણે વિચારતા ભદ્રામાતાની ચક્ષુઓ હર્ષના અશ્રુથી પૂરાઇ જવાથી તેણે તેમને દેખ્યા નહિ. તપશ્ચર્યાથી તે મહામુનિઓનું રૂપ પરાવર્તન થઈ ગયેલ હોવાથી શાલિ-

ભદ્ર દૃષ્ટિપથમાં આવ્યા છતાં તેમની સ્ત્રીઓએ પણ તેમને ઓળખ્યા નહિ. વીરભગવંતના વચનની સત્યતા કરવા માટે ક્ષણભર ત્યાં ઉભા રહીને, વ્રતનો આચાર પાળવામાં તત્પર તે બંને મહર્ષિઓ ત્યાંથી પાછા નીકળ્યા, પણ વિકારરહિત-પણે સ્વઆકારને તેઓએ ઓળખાવ્યો કે બતાવ્યો નહિ.

શ્રી વીરપ્રભુના વચનમાં દ્રઢ વિશ્વાસ હોવાથી અન્ય સ્થાનને નહિ ઇચ્છતા તે બંને સમતા ભાવ સહિત ગોચરીની ચર્યાથી પાછા ફર્યા. પોતાના સ્થાને પાછા આવતા તેમને માર્ગમાં એક ભરવાડણ સામી આવતી મળી ઇર્યાસમિતિ-વાળા તે મુનિઓને દેખીને તે અતિશય હર્ષિત થઈ, પરમ પ્રમોદ પામી, તેના હૃદયમાં અત્યંત હર્ષોલ્લાસ થયો. તેણે ભક્તિવડે મુનિઓને પ્રણામ કરીને પ્રીતિયુક્ત મનથી પોતાના ભાંડમાં રહેલ દહીં વહોરાવવાની વિનંતિ કરતા કહ્યું; ' હે સ્વામિન્ ! આ શુદ્ધ દહીં લેવા માટે આપ પાત્ર પ્રસારો અને મારો નિસ્તાર કરો. '

આ પ્રમાણે તેનો અત્યાદર દેખીને તે બંને વિચારવા લાગ્યા; ' વીરભગવંતે તો માતા પારણું કરાવનાર થશે, તેમ કહેલું છે. પરંતુ બીજાનું ન વહોરવું તેમ કહેલ નથી. વળી વિચિત્ર આશયયુક્ત જિનેશ્વરદેવની વાણી હોય છે, આપણે છદ્મસ્થ તેનો ભાવ શું જાણીએ ? શ્રી વીરપ્રભુના ચરણે જઇને એ વિષે આપણે પ્રશ્ન પૂછીશું, પરંતુ આ અતિભક્તિના ઉલ્લા-લ્લાસથી દેવાને ઉદ્યત થઇ છે, તો તેના ભાવનું ખંડન કેવી રીતે કરવું ? પ્રભુ પાસે જઇને તેમની આજ્ઞા પ્રમાણે કરીશું.'

આ પ્રમાણે વિચારીને પાત્ર પ્રસારી તેઓએ તેમાં દહીં વહોર્યું. ને ભરવાડણે પણ અત્યંત હર્ષથી તે વહોરાવ્યું અને વંદના કરીને તે ચાલી ગઈ; પછી તે બંને સ્વસ્થાનકે આવ્યા. શ્રી વીરભગવંતની પાસે આવીને ગોચરી આલોવી, ઉત્પન્ન થયેલા સંશયરૂપ શલ્યને દૂર કરવા શાલિભદ્ર મુનિએ પ્રભુને નમીને પૂછયું;

'પ્રભુ! અમે જ્યારે ગોચરી લેવા જતા હતા, ત્યારે આપે કહ્યું હતું કે, 'આજે તારી માતા પારણું કરાવશે.' તે કથનનું હાર્દ અમે મંદબુદ્ધિપણાથી જાણ્યુ નથી. અમને આહાર સામગ્રી માતાના ઘેરથી મળી નથી. પરંતુ એક આભીરી પાસેથી મળી છે, તેથી અમને શંકા થઈ છે, માટે અમારા તે શંકારૂપ શલ્યનું આપ નિવારણ કરો.'

તે સાંભળીને જગન્નાથે ફરમાવ્યું; 'હે શાલિભદ્રમુનિ! જેણે તને દહીંથી પ્રતિલાભિત કર્યા, તે તારી પૂર્વ જન્મની માતાજ હતી '

આ પ્રમાણે શ્રી મહાવીર ભગવંતના શ્રી મુખેથી સાંભળીને ચિત્તમાં ચમત્કાર પામી ફરી શાલિભદ્રમહર્ષિએ પૂછયું;

'સ્વામિન્! તે કેવી રીતે ?'

તે સમયે શ્રી મહાવીર ભગવંતે શાલિભદ્રમુનિના પૂર્વ ભવનું સર્વ સ્વરૂપ કહી બતાવ્યું અને કહ્યું કે, 'તે આભીરી તારી પૂર્વ ભવની માતા છે, આ તારો બીજો ભવ થયો છે.' આ રીતે જિનેશ્વરદેવે કહેલ પૂર્વ ભવનું સ્વરૂપ સાંભળીને

અજ્ઞાન અંધકાર દૂર થવાથી શાલિભદ્ર મુનિનો સંવેગરંગ દ્વિગુણિત થયો. પછી પ્રભુની આજ્ઞા લઇને ધન્યમુનિની સાથે તેમણે પારણું કર્યું.

ત્યારપછી ભવવિરક્ત શાલિભદ્ર મુનિ ભગવંતશ્રી મહાવીરદેવના મુખેથી સાંભળેલી પૂર્વભવની માતાને સંભારતા પોતાના મનમાં ચિંતવવા લાગ્યા. 'અહો! આ સંસારમાં મહા આશ્ચર્ય પમાડે તેવા વિચિત્ર પ્રકારના કર્મજન્ય અનુભવો થાય છે, જુઓ પૂર્વભવમાં સાર અને અસારના વિવેક રહિત, મારૂં ગ્રામ્યપણું ક્યાં? અને આ જન્મમાં ગુણસમૂહ વાળું, ગૌરવના મંદિરભૂત અને અવસરને ઉચિત શહેરીપણું ક્યા? પૂર્વભવમાં સકળ આપદાના નિવાસરૂપ હું પશુનો પણ દાસ હતો, ત્યારે આ ભવમાં હું રાજાને પણ કરિયાણાની જેમ માનનારો થયો. પૂર્વ ભવમાં જીર્ણ, ખંડિત, દંડિત અને શરીર ઢાંકવા માટે પણ અપૂર્ણ વસ્ત્ર હતું; ત્યારે આ જન્મમાં સવાલાખ મૂલ્યવાળી રત્નકંબળોના બે બે ખડો કરીને પ્રિયાઓને મેં આપ્યા હતા, અને તેઓએ તેના પગલુંછણા કરીને નિર્માલ્ય કુઇમાં નાખી દીધા હતા.' પૂર્વ જન્મમાં મારે રૂપાના પણ આભૂષણ નહોતા, ત્યારે આ જન્મમાં વિવિધ રત્નથી જડેલા સુવર્ણના આભૂષણો પણ પુષ્પમાળાની માફક હમેશાં નિર્માલ્યપણાની બુદ્ધિથી હું ફેંકી દેતો હતો. પૂર્વજન્મમાં રૂપાનાણું પણ મારા હસ્તમાં કદી સ્પર્શ્યું નહોતું, ત્યારે આ જન્મમાં સોનામહોરો અને રત્નાદિકના ઢગલાઓ પણ મારે કેટલા હતા? તેની તપાસ કરી નથી; અર્થાત્ તેના પારાવાર

ઢગલા હતા.' 'અહો! આ ભવનાટકની વિચિત્રતા! અહો! આ ભવનાટકમાં કર્મરાજાના આદેશથી મોહ આ સર્વ સંસારી જીવોને વિવિધ પ્રકારના વેષો લેવરાવીને નાચ કરાવે છે.'

'જિનેશ્વરદેવના આગમનું હાર્દ પામેલા પુરૂષ વગર કોઇ તેમાંથી બચી શકતો નથી, તેથી જગતમાત્રનો દ્રોહ કરનાર અને અતિ ઉત્કટ મલ્લ એવા મોહને મહા પ્રચંડ વીર્ય તથા ઉલ્લાસના બળથી જીતીને આજ સુધી નહિ પ્રાપ્ત કરેલી એવી જયપતાકા હું પ્રાપ્ત કરૂં, કારણ કે ઉદ્યમ કરતાં સર્વ સફળ થાય છે."

આ રીતે વિચાર કરીને મહાસત્વવંત એવા શાલિભદ્ર મહર્ષિ, ધન્ય મુનિની સાથે ભગવાન શ્રી મહાવીર પરમાત્માની પાસે આવ્યા અને તેમને નમીને તેઓએ આ વિનતિ કરી; "હે સ્વામિન્! અનાદિના શત્રુ એવા આ શરીરથી તપશ્ચર્યાદિ ક્રિયા બની શકતી નથી 'જીવ જીવવડે ઓળખાય છે' તે સર્વ ભગવંતને વિદિત છે, તેથી આ શરીરને ક્યાં સુધી પોષ્યા કરવું માટે જો આપની આજ્ઞા હોય તો આપની કૃપાવડે અંતિમ આરાધન કરીને જયપતાકાને અમે વરીએ.'

કરૂણાસાગર ભગવાન શ્રી મહાવીર ભગવંતે કહ્યું; 'જેમ આત્મહિત થાય તેમ કરો, તેમાં મારો પ્રતિબંધ નથી.' આ જિનેશ્વરદેવની આજ્ઞા મળવાથી અડતાલીશ મુનિવરો, અન્ય ગણધરો તથા ભગવાનશ્રી ગૌતમ ગણધરની સાથે તે બંને મુનિવરો વૈભારગિરિ ઉપર પધાર્યા. ત્યાં પર્વત ઉપર શુદ્ધ અને નિરવદ્ય શિલાપટ્ટને પ્રમાર્જીને આગમનની ઇર્યાપથિકી

આળોવી, શ્રી ગૌતમસ્વામીની પાસે વિધિપૂર્વક બત્રીશ દ્વારો-વડે આરાધન ક્રિયા કરી અને તે બંને મુનિઓએ હર્ષપૂર્વક પાદપોપગમન અનશન અંગીકાર કર્યું. અડતાળીશ મુનિઓ પણ પરિકર્મિત મતિવાળા, શુભ ધ્યાન પરાયણ, જીવિતવ્યની આશા અને મરણનો ભય મૂકી દીધો છે એવા તેઓ સમતામાં એકલીન ચિત્તવાળા અને સમાધિમાં મગ્ન એવા તે બંનેની પાસે રહ્યા.

આ બાજુ ભદ્રાએ પુત્ર અને જમાઈના આગમન ઉત્સવ નિમિત્તે ઘરમા સ્વસ્તિક, તોરણ, રત્નવલ્લી વગેરેની શોભા-વડે અદ્ભુત રચના તૈયાર કરાવી પછી ભદ્રાની સાથે શ્વેત નિર્મલ વસ્ત્રો પહેરીને ધવળતા સહિત ચંદ્રકળાના જેવી શાલિભદ્રની પત્નીઓ પણ શ્રી મહાવીર ભગવંતને નમવા જવાને ચાલી. તે સમયે અંતઃપુરની સ્ત્રીઓ તથા ચતુરંગ પરિવાર સહિત વિમળ આશયવાળા શ્રેણિકરાજા પણ હર્ષ-પૂર્વક શ્રી મહાવીર ભગવંતને નમસ્કાર કરવા ચાલ્યા.

પંચાભિગમપૂર્વક ભક્તિના સમૂહથી ભરેલા અંગવાળા તે બધાયે ત્રણ પ્રદક્ષિણા કરીને, ત્રણવાર પંચાંગ પ્રણિપાત-વડે નમસ્કાર કર્યા અને પોતપોતાના ઉચિત સ્થાને તેઓ બેઠા. પછી સર્વે લોકો પાપને હરણ કરનારી શ્રી મહાવીર ભગવાનની વાણી સાંભળવા લાગ્યા.

ભદ્રામાતા દેશના સાંભળતા આમતેમ સાધુસમૂહ તરફ જોવા લાગ્યા, પરંતુ તેઓની મધ્યમાં ધન્યમહર્ષિ તથા શાલિ-ભદ્ર મુનિને નહિ દેખીને તે ચિંતવવા લાગ્યા; ‘ ગુરુની આજ્ઞાથી

તેઓ કોઇ સ્થળે પઠન-પાઠન સ્વાધ્યાયાદિ ક્રિયામાં તત્પર થઇને અભ્યાસ કરતા હશે; કેમકે દેશના સમયે નિકટ સ્થળે સ્વાધ્યાયાદિ કરે તો દેશનાનો વ્યાઘાત થાય. દેશના સમાપ્ત થશે ત્યારે શ્રી મહાવીર ભગવંતને પૂછીને; જ્યાં તેઓ બેઠેલા હશે. ત્યાં જઈને હું તેમને વાંદીશ, અને આહાર માટે નિમંત્રણ કરીશ '

દેશના સંપૂર્ણ થઇ ત્યારે ભ૦ શ્રી મહાવીરદેવની પર્ષદા જમાઇ તથા પુત્રથી રહિત દેખીને ભદ્રાએ શ્રી મહાવીર ભગવંતને પૂછ્યું; ' પ્રભુ ! ધન્યમુનિ તથા શાલિભદ્ર મુનિ કેમ દેખાતા નથી ? '

શ્રી વીર પરમાત્માએ ફરમાવ્યુ; ' ભદ્રે ! આજે તેમને માસખમણનું પારણું હતું, તેથી અમારી આજ્ઞા મેળવીને તમારા આંગણે ગોચરી માટે તેઓ આવ્યા હતા, ત્યાં આહાર નહિ મળવાથી તમારા આવાસેથી પાછા વળ્યા. માર્ગમાં શાલિભદ્રની પૂર્વભવની માતા આભીરી ધન્યાએ અતિભક્તિથી તેમને દહીં વહોરાવ્યું. અહીં આવીને તે બંનેએ યથાવિધિ તે દહીંથી માસખમણનું પારણું કર્યું. પછી અમે કહેલ પૂર્વભવનું સ્વરૂપ સાંભળીને પુણ્યવાન શાલિભદ્ર વૈરાગ્ય-રંગથી રંગાયા અને ધન્યકુમારની સાથે અમારી આજ્ઞાથી આજે જ અર્ધા પહોર પહેલાં ગૌતમાદિ મુનિઓની સાથે વૈભારગિરિ ઉપર જઈને યથાવિધિ પાદપોપગમન અનશન તેઓએ અંગીકાર કર્યું છે. '

---

## ૨૦ : ધન્ના–શાલિભદ્રજી સર્વાર્થસિદ્ધમાં :

**આ** રીતે શ્રી વીરભગવંતના શ્રીમુખેથી સાંભળીને ભદ્રા, શાલિભદ્રની પત્નીઓ, શ્રેણિક મહારાજા અભયકુમાર વગેરે વજ્રઘાતની જેમ અવાચ્ય દુઃખથી સંતપ્ત થયા, અને વિદારાતા હૃદયપૂર્વક આક્રંદ કરતાં તેઓ વૈભારપર્વત પર ગયા.

ત્યાં સૂર્યના તાપથી તપેલા શીલાતળ ઉપર તે બંનેને સૂતેલા જોઇને મોહથી ભદ્રા ભૂમિપીઠ ઉપર પડી ગયા અને મૂર્છા પામ્યા. શીતવાતાદિના ઉપચારથી તેઓ સજ્જ થયા ત્યારે વહુઓ સાથે ભદ્રા દુઃખથી આર્ત્ત થઇને અન્યને પણ રોવરાવે તેવા મોટા સ્વરથી રોવા લાગ્યા. અને ઘણા દિવસથી કરેલા મનોરથો અપૂર્ણ રહેવાથી તેઓ આ પ્રમાણે વિલાપ કરવા લાગ્યા.

' હા ! મેં પાપિણીએ પુન્યબળ ચાલ્યું જવાથી સામાન્ય ભિક્ષુકની ગણનામાં પણ આ બંનેને ન ગણ્યા; કારણ કે મારા ઘેરથી પ્રાયે કોઈ પણ ભિક્ષુક ભિક્ષા લીધા વગર ખાલી હાથે પાછો જતો નથી; પરંતુ મૂઢ બુદ્ધિવંત એવી મેં જંગમ કલ્પદ્રુમની જેવા ઘેર આવેલા પુત્ર તથા જમાઇ મુનિઓને પણ ઓળખ્યા નહિ. ' હંમેશાં યાચકોની જેમ સાધુઓ પણ ભિક્ષાને માટે મારા ઘેર આવે છે, તેઓને હું સન્માનપૂર્વક

આહારની નિમંત્રણા કરૂં છું, પછી તે સાધુઓ નિર્દોષ આહાર ગ્રહણ કરે છે અને ધર્મલાભ આશિષ આપીને જાય છે; પણ નિર્ભાગીમાં શેખર તુલ્ય મૂર્ખ શિરોમણિ એવી મેં આ બંનેને મારે ઘેર આવ્યા છતાં કાંઈપણ આપ્યું નહિં. સાધુને દેવા યોગ્ય ઉચિત આહાર વિદ્યમાન હતો, છતાં પણ હા! હા! મેં દીધો નહિ, તેમ દેવરાવ્યો પણ નહિ!! જો સામાન્ય સાધુની બુદ્ધિથી પણ આહાર વહોરાવ્યો હોત તો 'અચિં-તિત પણ સ્થાને પડયું' તે ન્યાયથી બહુ સારૂં થાત. પરંતુ તેમ પણ બન્યું નહિ.'

'હા! મેં શું કર્યું હા! મારી બુદ્ધિ કયાં ગઇ? હા! સાધુદર્શનની મારી પ્રબળ ઉત્સુકતા કયાં ગઈ! હા! મારી અવસર ઉચિત ભાષા અને સુખ પ્રશ્નના આલાપની ચતુરાઈ કયાં ગઈ? કારણ કે મેં એ બંને સાધુઓને કાંઇ પૂછયું પણ નહિ. 'તમે કોના શિષ્યો? પહેલા કયા ગામમાં રહેતા હતા? તમને સંયમ ગ્રહણ કર્યાને કેટલા વર્ષ થયા છે? હાલ તમારા માતા, પિતા, ભાર્યા, બાંધવો છે કે નહિ? હાલ કયા ગામથી આવ્યા છો? તમારે મારા પુત્ર શાલિભદ્ર મુનિ તથા મારા જમાઈ ધન્ય મુનિનો પરિચય છે કે નહિ?' તે વગેરે કાંઇ પણ પૂછયું નહિ! જો આ પ્રમાણે મેં પ્રશ્ન કર્યા હોત તો બધું મને જાણવા મળત!'

'હા! હા! મારૂં વાક્કૌશલ્ય કયાં ગયું? હા! મેં પણ મિથ્યાત્વથી કરાયેલ જડ અંતઃકરણની જેમ ઘેર આવેલ સાધુઓને વંદના પણ ન કરી! કુળને ઉચિત વ્યવહાર પણ

હું ભૂલી ગઇ! જો કોઇ આંગણામાં એક ક્ષણ માત્ર પણ ઉભું રહે તો સેવક મને સૂચવે. પરંતુ આ બંનેના આગમન વખતે તેવી કાંઇપણ બુદ્ધિ ઉત્પન્ન થઈ નહિ; કાંઈ ઉચિત કર્યું નહિં, કેવળ અનાદર કરીને હાથમાં આવેલ સુરમણિને ગુમાવ્યો.' હા! સર્વે કુળવધુઓની મતિ-કૌશલ્યતા કયાં ગઇ કે તેઓએ પોતાના પતિને પણ ઓળખ્યા નહિ! બહુ દિવસના પરિ-ચિત સેવકોએ પણ તેમને ઓળખ્યા નહિ!'

'અયાચિત વાંચ્છિત અર્થને આપનાર મુનિવરો વગર બોલાવ્યા ઘેર પધાર્યા, ઇહલોક પરલોકમાં ઇપ્સિત આપનાર, અતુલ પુન્યનો બંધ કરાવનાર, ઘણા દિવસથી મનોરથો વડે જેની ઇચ્છા કરાતી હતી તેઓ સ્વયમેવ સન્મુખ આવ્યા, પણ તેમને મેં બોલાવ્યા નહિ, વંદના પણ કરી નહિ, પડિ-લાભ્યા નહિ અને તેઓ પાછા ગયા.' ભાવિ કાળમાં મારા મનોરથો કે આશા પૂર્ણ થાય તેવો સંભવ પણ નથી, કારણ કે તે બંનેએ અનશન કર્યું છે, હવે તેમની શી આશા? પુત્ર તથા જમાઇનું સુખ હું ફરીથી કયારે દેખીશ? સર્વ સ્ત્રીઓની વચ્ચે નિર્ભાગીઓમાં શેખરભૂત હું થઈ!'

આ રીતે વિષાદના વિષથી મૂર્છિત થયેલ ભદ્રાને જોઇને શ્રેણિક તથા અભયકુમારે વચનામૃતવડે તેમને સિંચન કરીને સચેતન કર્યા. અભયકુમારે કહ્યું; 'ભદ્રામાતા! હવે આવો વિષાદ કરવો તે તમને યુક્ત નથી, કારણ કે તમે માનનીય છો, શાલિભદ્ર જેવા સાત્વિક શિરોમણી મહાપુરૂષના તમે માતા છો! તમે રત્નકુક્ષિ ધારણી છો! માતા તમારે શોક

કરવાનો ન હોય !' આ સંસારમાં અનેક સ્ત્રીઓ અનેક પુત્રોની માતા હોય છે, તે પુત્રમાં કેટલાક બહોંતેર કળામાં કુશળ થઈને ઘણી સ્ત્રીઓ સાથે પાણિગ્રહણ કરે છે. પૂર્વના પુન્યથી ધન ધાન્યાદિકથી સંપન્ન થઇને જાણે કે પૂર્વે કોઇવાર મેળવ્યા ન હોય તેવા કામભોગોમાં મૂર્છિત થાય છે. ભોગમાં રસિક થયેલા તેઓ ભોગ ભોગવે છે, એક ક્ષણ માત્ર પણ વિષયોને છોડતા નથી, પોતાના આયુષ્યના પર્યંત ભાગ સુધી ભોગો ભોગવીને પછી નરક–નિગોદાદિમાં ભટકે છે; અને જેઓ પુણ્યરહિત હોય છે, તેઓ જન્મથી જ નિર્ધન હોય છે, તેઓ વિષયભોગરૂપી આશાથી પિપાસિત થઇને અઢાર પાપસ્થાનકોને સેવે છે; પરંતુ પુન્ય વિના દ્રવ્યાદિ પામતા નથી; ને તેઓ બહુ પાપ ઉપાર્જીને નરક નિગોદાદિમાં ભટકે છે.'

'તમે તો રત્નને કુક્ષિમાં ધારણ કરનાર છો, વીર પુરૂષને જન્મ આપનારા છો, કારણ કે તમારો કુલદીપક તો પુન્યના એક નિધિરૂપ થયો છે. ચક્રવર્તી હોય તે પણ તમારા પુત્રની જેવા ભોગ ભોગવતા નથી, કારણ કે સુવર્ણ અને રત્નોને નિર્માલ્ય ગણીને કોઇએ ફેંકી દીધા હોય ત્યજી દીધા હોય તેવું કોઇ સ્થળે સંભળાતું નથી, તેવું બન્યું પણ નથી, તે તમારા પુત્રે નિઃશંકપણે કરેલું છે, તથા ઇચ્છિત ભોગ ભોગવ્યા છે, અવસર પામીને તૃણની માફક સત્વશીલ બનીને તે ભોગોને ત્યજી દીધા છે.' શ્રી વીર પરમાત્માની સેવામાં રહીને તમારા પુત્રે સુરેંદ્ર–નરેંદ્રાદિ કોડો આત્માઓથી પણ દુર્જય તથા જગતના લોકોને દુઃખ આપનાર મોહનરેંદ્રને એક

ક્ષણમાત્રમાં જીતી લીધો છે. આ સામર્થ્ય તમારા પુત્રનું જ છે, બીજાનું નથી.'

'વળી મોહનું ઉન્મૂલન કરીને સિંહની માફક મહાવ્રતોને તે પાળી, અશેષ કર્મમળને ઉન્મૂલન કરવા માટે આરાધના-રૂપ જયપતાકા તેમણે ગ્રહણ કરી છે: શ્રી ગૌતમસ્વામી જેવા ગણધર ભગવંતની સહાયથી અજરામર પદની તે પ્રાપ્તિ કરશે, હવે શા માટે દુઃખ તમે ધારણ કરો છો ?' જો તમારો પુત્ર સંસાર અરણ્યમાં પડ્યો હોત તો તેની ચિંતા કરવાની હતી, પણ એ મહાપુરૂષે તો સમસ્ત જન્મ–જરા–મરણ–રોગ–શોકાદિથી રહિત સચ્ચિદાનંદ સુખની સંપત્તિ પ્રાપ્ત કરી છે, પછી શા માટે દુઃખ ધારણ કરો છો ? તમારા પુત્રે તો શ્રી જિનેશ્વરદેવનું શાસન તથા તમારૂં કુળ બંનેને અજવાળ્યાં છે.

'વળી માતા ! તમારા જમાઈ નામથી ધન્ય, ઉપકારથી ધન્ય; સમ્યગ્ બુદ્ધિથી પણ ધન્ય, અનુપમ ધર્મ આચરણાથી પણ ધન્ય, દુર્જનતાના દોષથી દુષ્ટ એવા તેના બાંધવોએ અનેક વખત ઇર્ષ્યા કરી તો પણ પોતાના સૌજન્ય સ્વભાવથી સદ્‌ભાવપૂર્વક તેમની પ્રતિપાલના કરી તેથી પણ તેઓ ધન્ય થયા છે.' તે ધન્ય મુનિનાં ધૈર્યની કેટલી પ્રશંસા કરીએ ? જેણે ઉપદેશાદિ પુષ્ટ કારણ વગર પણ આઠે પત્નીઓને સમકાળે ત્યજી દીધી, સમસ્ત ઐહિક સુખસંદોહોને પૂરવામાં સમર્થ છતાં જડ એવા ચિંતામણિ રત્નને ત્યજી દઇને ચારિત્રરૂપ ચિંતામણી રત્નને એક લીલા માત્રમાં તેમણે ગ્રહણ કર્યું.

'વળી જેવી રીતે ગ્રહણ કર્યું તેવી જ રીતે પ્રતિક્ષણે વધતા પરિણામવડે તેમણે તેનું પરિપાલન કર્યું; અને નિઃશેષ કર્મસમૂહને હણવા માટે આરાધના રૂપ જયપતાકા તેમણે ગ્રહણ કરી; તેથી આ ધન્ય મુનિ ધન્ય પુરૂષોમાં પણ ધન્યતમ છે; જે આ મુનિનું નામ સ્મરે તે પણ ધન્ય છે, જે ક્ષણે એમનું સ્વરૂપ સ્મૃતિપથમાં આવે તે ક્ષણને પણ ધન્ય છે. તેથી માતા! ઉત્સાહને સ્થાને તમે વિષાદ કેમ કરો છો? વળી પૂર્વે અનેકવાર માતા પુત્રનો સબંધ થયો, પણ તે સંસારનો અંત કરાવનાર નહિ નીવડવાથી વ્યર્થ ગયો છે. સાચો તો આ ભવનોજ તમારો સબંધ છે કે તમારા ગર્ભમાં આવીને શાલિભદ્ર સુરનરેંદ્રાદિકથી સેવાતા મોહશત્રુનું ઉન્મૂલન કરીને નિર્ભય થયેલ છે, તેથી તમારે તો તેના ચારિત્રની અનુમોદનાપૂર્વક અને હર્ષ સહિત બહુમાનપૂર્વક વંદન-નમન સ્તવનાદિક કરવા કે જેથી તમારા શ્રેયની પણ સિદ્ધિ થાય.

આ રીતે વિસ્તારથી વિવેકપૂર્વક અભયકુમારે પોતાના વચનામૃતના સિંચનથી ભદ્રામાતાના વિષમ મોહના વિષને ઉતાર્યું; તેથી શોકને ઓછો કરીને ભદ્રા પણ શાંત તથા પ્રશાંત બન્યા મગધેશ્વર શ્રેણિક મહારાજ તથા અભયકુમાર અને વધૂઓ સહિત ભદ્રા ભાવથી તે બંને મુનિઓને વંદન કરીને તેઓના ગુણનું સ્મરણ કરતાં પોતપોતાના સ્થાને ગયા.

તે બંને મહામુનિ એક માસ પર્યંત સંલેખના આરાધીને અંતે શુદ્ધ ઉપયોગમાં લીન ચિત્તવાળા થઇ સમાધિપૂર્વક કાળ કરી, અનુત્તર સુખથી ભરેલા સર્વાર્થસિદ્ધ નામના

પાંચમા અનુત્તર વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયા. ત્યાં દેવોનું તેત્રીશ સાગરોપમનું આયુષ્ય છે. તેત્રીશ હજાર વર્ષે આહારની રુચિ થાય છે, તે સમયે અમૃતના ઉદ્ગારથી ક્ષુધા શાંત થઈ જાય છે, તેત્રીશ પખવાડીએ એક શ્વાસોચ્છ્વાસ ગ્રહણ કરે છે. જો માત્ર સાત લવ જેટલું તેમનું આયુષ્ય અધિક હોત તો તેઓ મુક્તિમાં જાત, અથવા છટ્ઠ તપ વધારે કરી શકત તો પણ મુક્તિ પામત, કારણકે અનુત્તર વિમાન કરતાં વધારે સુખ મોક્ષ સિવાય કોઇ સ્થળે નથી.

ધન્યમુનિ અને શાલિભદ્રમુનિ ત્યાંથી આયુષ્ય પૂર્ણ કરીને મહાવિદેહમાં ભોગસુખથી સમૃદ્ધ ઉત્તમ કુળમાં ઉત્પન્ન થઇ, ભોગો ભોગવી, યથાઅવસરે સદ્ગુરુનો સંયોગ પ્રાપ્ત કરીને સંયમ ગ્રહણ કરીને, દુસ્તપ તપયુક્ત ક્રિયા કરી ઘનઘાતી કર્મોને ખપાવી કેવળજ્ઞાન પામશે પૃથ્વી ઉપર વિહાર કરી અનેક ભવ્ય જીવોને પ્રતિબોધીને અંતે યોગ-સમાધિવડે નામ–ગોત્રાદિ ભવોપગ્રાહી અઘાતી કર્મો ખપા-વીને, પંચહ્રસ્વાક્ષર ઉચ્ચારના કાળમાન સુધી જ માત્ર અયો-ગીપણું પામી, અસ્પૃશદ્ ગતિવડે એકજ સમયે લોકાંતના અગ્રભાગે મુક્તિપદને તેઓ પ્રાપ્ત કરશે

સાદિ અનંત શાશ્વત સુખમાં તે ધન્નાજી તથા શાલિ-ભદ્રજી લીન બનશે અખંડ અનંત અવ્યાબાધ સુખના તેઓ સ્વામી બનશે, ચિદાનંદ સુખને તેઓ અનુભવશે.

ધન્ય ધન્નાજી મહર્ષિને, ને ધન્ય શાલિભદ્ર મહર્ષિને.

— * —

## ૨૧ : ધન્ના શાલિભદ્રની લોકોત્તર પુણ્યાઈ અને ઉપસંહાર

ધન્ય મહાપુરૂષ ધન્યકુમાર તથા મહાપુણ્યશાલી શાલિભદ્રકુમાર બંને ચારે પ્રકારે અનુત્તર–અનુપમપણાથી ઉત્કૃષ્ટ સ્થિતિવાળા બન્યા છે, ને બંને ચારે પ્રકારના અનુત્તરપણા-વડે ઉત્કૃષ્ટપદ પામ્યા છે

તે આ પ્રમાણે :—

૧ લું : પૂર્વભવમાં અનુત્તર દાન દેવું; કારણ કે મોટા કષ્ટવડે ક્ષીર સ્વયં તેમના ભોગમાં આવી, સાધુદાનનો અભ્યાસ પણ નહોતો છતાં સાધુના દર્શનથી જ તીવ્ર શ્રદ્ધા ઉત્પન્ન થવાથી પોતાનું સર્વ દુઃખ ભૂલી જઈને ભક્તિના સમૂહથી ભરેલા અંગવાળા તે બંનેએ ઉઠીને 'સ્વામિન્! અહીં આપના પદો સ્થાપો અને આ શુદ્ધ આહાર ગ્રહણ કરવાની કૃપા કરો.' આ પ્રમાણે ભક્તિના વચન સહિત સાધુને બોલાવીને થાળ ઉપાડી એકીજ સાથે સર્વે ખીર વહોરાવી દીધી. મનોરથ સંપૂર્ણ થવાથી સાત આઠ પગલા સાધુની સાથે જઈને ફરીથી સાધુને વાંદી હર્ષિત હૃદયથી વારંવાર અનુમોદના કરતા ઘરની અંદર આવી થાળીની પાસે બેસી અવસર નહિ જાણીને પોતપોતાની મા પાસે પણ ગાંભીર્ય ગુણથી કાંઇ પણ બોલ્યા નહિ. આવું દાન કોઇથી અપાતું નથી.

૨ જું : તેમનો તપ પણ અનુતર છે; કારણકે બાર વર્ષને અંતરે ઘેર આવેલ તે બંનેને શાલિભદ્રની માતા, તેમની પત્નીઓ તથા હંમેશા સેવાની પ્રવૃત્તિ કરનારા સેવકોએ પણ ઓળખ્યા નહિ, આવો દુષ્કર મહાતપ તેઓએ કર્યો

૩ જું : શાલિભદ્રે રાજાને નમસ્કાર માત્ર કરવાથી આ જન્મમાં ભોગવેલ અનિર્વચનીય ભોગલીલાને વ્યર્થ જાણીને વિચાર્યું કે, 'હજુ પણ પરવશતા ન ગઇ, પરવશતાનું સુખ તે તો દુઃખરૂપજ છે, તેથી સ્વમાનની રક્ષા માટે સ્વાધીન સુખ મેળવવા સકળ સુર–અસુર તથા મનુષ્યોથી વંદનીય ચારિત્ર હું ગ્રહણ કરૂં' ધન્યકુમારે પોતાની પત્ની પાસેથી શાલિભદ્ર એકેક પ્રિયા ત્યજે છે તે સાંભળીને એકેક પ્રિયાનો ત્યાગ તો કાયરપણું છે. તેમ કહીને પ્રિયાનાં હાસ્ય વચનોને અનુકૂળ રીતે સ્વીકારી અને એકી સાથે આઠે સ્ત્રીઓને ત્યજી દીધી. અનર્ગલ સમૃદ્ધિ તૃણવત્ અવગણીને ચારિત્ર લેવામાં સન્મુખ થયા, તે પણ તેમના જીવનમાં અનુપમતા–અનુત્તરતા ગણાય છે.

૪ થું : હજુ પણ લૌકિક તથા લોકોત્તર જગતમાં તેઓનો યશપટહ વાગે જ છે. કારણકે, જ્યારે કોઈ ધન સંપતિ મેળવીને ફુલાય છે, ગર્વ વહન કરે છે, ત્યારે સમજુ આત્મા તેને તરત જ કહે છે કે, 'તું શું ધન્નાજી અથવા શાલિભદ્ર જેવો થયો છે કે મનમાં આટલો બધો ગર્વ રાખે છે?' હજુ આજે પણ સર્વે વ્યાપારીઓ દીવાળીના પર્વમાં વહીપૂજન કરવાના સમયે પ્રથમ આ બંને મહાપુરૂષોના જ

નામ લખે છે અને તેમને સ્મરે છે. આ પ્રમાણે તેઓનો જ યશ પ્રવર્તેલો છે. બીજાનો નહિ.

ઉપરોક્ત પ્રકારે તેમનાં નામના સ્મરણમાં વિવેકપૂર્વક તેમના પૂર્વભવના દાનને તથા વર્તમાનના ત્યાગને યાદ કરીને શ્રી ધન્નાજી તથા શાલિભદ્રજીના દાનપૂર્વકની સંપત્તિ કે જે ત્યાગના માર્ગે જવામાં સહાયક બની તેવી પ્રાપ્ત થાઓ! તેમ માંગવામાં આવે છે

મહાભાગ્યશાળી શાલિભદ્રના જીવનમાં ચાર મોટા આશ્ચર્યો થયા છે તે આ પ્રમાણેઃ—

**પ્રથમ**:-નરભવમાં સ્વર્ગનાં ભોગ ભોગવ્યા, **બીજું** ઘેર આવેલ શ્રેણીકરાજાને સુખમાંજ મગ્ન શાલીભદ્રે કરિયાણારૂપે જાણીને કરિયાણા તરીકે વખારમાં નાખવાનો આદેશ કર્યો. આ પ્રમાણે લીલાશાલિપણું કોને મળે છે? **ત્રીજું**-સુવર્ણ તથા રત્નથી ભરેલા બીજાને અલભ્ય એવા વસ્ત્રાભરણ વગેરે હંમેશાં સામાન્ય પુષ્પમાળાની જેમ નિર્માલ્યપણે ફેંકી દીધા તે પણ આશ્ચર્ય છે. **ચોથું**-જેની સામે જોઇને રાજા 'આવો' તેટલું જ વચનમાત્ર કહીને જરાપણ માન આપે તો તે પુરૂષ મનમાં ઘણો ફુલાય છે કે 'અહો! આજે તો રાજાએ મોટા આદર સહિત મને બોલાવ્યો, તે પ્રમાણે મનમાં અતિશય હર્ષ ધારણ કરે છે; અને શાલિભદ્રજીને તો રાજાએ પોતે પરિવાર સહિત તેમના ઘેર આવીને અતિશય માન આપ્યું છતાં તે વસ્તુ વિવેકી શાલિભદ્રે પોતાના પુણ્યની ન્યૂનતા માટે વિચારી ઉલટું તેમને અપમાનપણે વિચાર્યું કે 'અહો!

હું અધન્ય છું, મેં પૂર્વ જન્મમાં પૂર્ણ પુન્ય કર્યું નથી. તેથી હું સેવકપણે જન્મ્યો. આટલા દિવસ સુધી હું મનમાં ફુલાતો હતો કે હું સર્વથી સુખી છું પરંતુ આ મારૂં સર્વ સુખ વેધથી મણિની જેમ પરવશતાના દોષથી દૂષિત છે. અને સર્વ વિફળ છે! અહો! આ સંસાર કર્મની પરવશતાવાળો છે! તેથી હું આ જન્મમાં મળેલા મૃગતૃષ્ણાતુલ્ય ભોગોને ત્યજીને કર્મપર વિજય મેળવી સ્વાધીનપણાનું સુખ સાધવામાં ઉદ્યત થાઉં.' આ પ્રમાણે વિચારીને સમગ્ર સાંસારિક ભોગ–વિલાસોમાંથી તેમનો ઉત્સાહ ચાલ્યો ગયો. બીજાઓ રાજાનું માન પામીને જીવિત પર્યંત ફુલાય છે. મદ કરે છે અને શાલિભદ્ર તો તેથી ઉલટું કર્મની પરાધીનતા વિચારીને ત્યાગનો સ્વીકાર કરવા ઉજમાળ બન્યા. આ પણ આશ્ચર્ય જાણવું.

ધન્યકુમાર અને શાલિભદ્રના આત્માએ પૂર્વભવનાં આરાધેલ દાનધર્મ વિશ્વમાં અપ્રતિમ છે. ખરેખર બંને પુણ્યવાનો આ રીતે લોકોત્તર પુણ્યશાલી છે.

ધન્યકુમારનો પુન્ય પ્રભાવ જગતમાં અનુત્તર થયો છે. તે આ પ્રમાણે :—

**પ્રથમ:** તેમનાં જન્મ સમયે નાલ છેદીને ભૂમિમાં સૂકવા માટે ભૂમિ ખોદતાં એક લક્ષ કરતાં વધારે કિંમતવાળું નિધાન પ્રગટ થયું; આ અનુત્તર પુન્યના સમૂહનો ઉદય છે.

**બીજું :** કુમારાવસ્થામાં પૂર્વે કોઈ વખત વ્યાપાર ઉદ્યમ નહોતો કર્યો તથા લેવા દેવાનું સ્વરૂપ નહોતું જાણ્યુ

તે છતાં પહેલે જ દિવસે પોતાની બુદ્ધિના કૌશલ્યથી લક્ષ પેદા કરીને ઘેર આવ્યા; તે પણ અનુત્તર પુન્યનો ઉદય છે.

ત્રીજું : પિતાએ બીજી વખત વ્યાપાર કરવાની પ્રેરણા કરી એટલે સામાન્ય જનોને ઉચિત, હોડ કરીને રાજકુમારને જીતી બે લાખ દ્રવ્ય મેળવીને ઘેર આવ્યા. કોઈને સ્વપ્નમાં પણ એવી શ્રદ્ધા આવે નહિ કે હોડના વ્યાપારમાં બે લાખ દ્રવ્ય મળશે. આ પણ અનુત્તર પુન્યનો ઉદય જ સૂચવે છે.

ચોથું : પિતાએ ત્રીજીવાર વ્યાપાર કરવાની પ્રેરણા કરી ત્યારે સામાન્ય જનોને ઉચિત, નિંદનીય મૃતકના ખાટલાનો વ્યાપાર કરીને છાસઠ કરોડના મૂલ્યવાળા રત્નો લઈને ઘેર આવ્યા મૃતકના ખાટલાના વ્યાપારમાં છાસઠ કરોડ મૂલ્યના રત્નો મળે તેવી કોણ સંભાવના કરે? આ પણ અનુત્તર પુન્યનો ઉદય સૂચવે છે.

પાંચમું : ધન્યકુમાર પોતે ભોગ, દાન આદિ કરતા હતા, અને પોતાના પુણ્યથી ઉપાર્જિત દ્રવ્યનો યથેચ્છ રીતે પોતે ઉપયોગ કરતા હતા, તે દેખીને તેમના વડિલ બંધુઓ ઇર્ષ્યા કરતા હતા, આથી ધન્યકુમાર ઘેરથી નીકળી ગયા. માર્ગમાં ક્ષુધા તથા તૃષાથી પીડાયેલા થાકી જઇને ક્ષેત્રની પાસેના વડની નીચે બેઠા. તે વખતે ક્ષેત્રપતિએ સુભાગ્ય-શાળી દેખીને ભોજન માટે આમંત્રણ આપ્યું; જવાબમાં ધન્યકુમારે કહ્યું; 'વગર અધિકારનું કે મફતનું હું ખાતો નથી.' ખેડુતે કહ્યું; 'જો તારે એવી પ્રતિજ્ઞા હોય તો મારૂં આ હળ ચલાવ. હું દેહશુદ્ધિ કરીને આવું છું; પછી ભોજન

કરીશું.' તેમ કહીને હળ લઈ તે ગયો. તેમણે સાત આઠ પગલા હળ ખેડયું. તેવામાં હળ અટકી ગયું. તેમણે બળ કરીને હળ ઉપાડયું કે તરત જ ઢંકાઇ રહેલ પથ્થર દૂર થઈ ગયો અને બાકોરૂં પડયું નીચા નમીને જોયું તો ભોંયમાં અનેક કોટી સુવર્ણ દેખ્યુ. તે ધન કાઢીને તેમણે તે ખેતરના માલિક ભીમને આપ્યું પરંતુ પોતે મનમાં લોભ કર્યો નહિ અને મહા આગ્રહથી ભોજન કરી ધન ત્યજી દઇને આગળ ચાલ્યા; આ પણ મોટા પુન્યવડે જ થયું છે.

છટ્ઠું: રાજાએ વહાણમાં રહેલ જેના સ્વામી ન હતા તેવા કરિયાણા ખરીદવા માટે ગામના વ્યાપારીઓને બોલાવીને કહ્યું; 'આ કરિયાણા ગ્રહણ કરો. ગામના ભાવ પ્રમાણે મૂલ્ય આપજો.' તે સમયે બધા વ્યાપારીઓએ એકઠા થઇને એક સંપ કરીને નક્કી કર્યું; 'નગરમાં રહેલા સર્વ વ્યાપારીઓએ ભાગ પાડીને કરિયાણા લઇ લેવા.' ધનસારને ઘેર પણ ભાગ ગ્રહણ કરવા માટે આમંત્રણ કરવામાં આવ્યું. તે વખતે તેના મોટા ભાઇઓએ ઈર્ષ્યાના દોષથી બાપને કહીને ભાગ લેવા માડે ધન્યકુમારને મોકલ્યા. ધન્યકુમાર પણ પિતાની આજ્ઞાથી ગયા. સર્વ કરિયાણા નજરે જોઇને તે મધ્યે અનેક સેંકડો કળશા જેના ભરેલા છે તેવી તેજમતુરી તેમણે દીઠી. શાસ્ત્રપરિચય તથા સ્વબુદ્ધિકૌશલ્યથી તેને ઓલખી, પરંતુ બહુ વ્યાપાર કરનારા કરિયાણાની ઉત્પત્તિ–નિષ્પત્તિમાં કુશળ અને વિચક્ષણતા ધારણ કરનારા વ્યાપારીઓએ તે ઓળખી નહિ, તેઓ તો તે કળશોને ખારી માટીથી ભરેલા જ માનતા

હતા; તેથી તેને નહિ ઓળખીને ખલસ્વભાવથી, ઇર્ષ્યા-બુદ્ધિથી મિષ્ટ વચનોવડે ધન્યકુમારને રાજી કરીને તે ઘડાઓ બધા તેમના માથે તેઓએ ઢોળી તેને આપ્યા. ધન્યકુમારે પણ પોતાની બુદ્ધિની ચતુરાઇના અતિશયપણાથી તેઓની દુષ્ટતાને જાણી લઇને તેમને યોગ્ય ઉત્તર દીધો અને તે સર્વને પ્રસન્ન કરીને અને સર્વ વ્યાપારીઓની આંખમાં ધૂળ નાંખીને અનેક શત કોટી સુવર્ણને કરી આપનારા તે તેજમતુરીના કળશા ગાડામાં ભરીને તેઓ ઘેર લઇ આવ્યા, આ પણ ઉત્કૃષ્ટ ભાગ્યોદયવાળાને જ થાય છે, બીજાને થતું નથી.

**સાતમું :** જ્યારે શેઠની સુકી વાડીમાં એક રાત્રિ તેઓ સૂતા ત્યારે તેમના અત્યુત્કટ પુન્યપ્રભાવથી તે જ રાત્રિમાં તે સુકી વાડી નંદનવન જેવી થઇ ગઇ, તેથી તેમની ઘણી પ્રતિષ્ઠા વધી. આ પણ એક આશ્ચર્ય છે; તે પણ અનુત્તર પુણ્ય સૂચક છે.

**આઠમું :** 'જ્યારે કૌશાંબીમાં ગયા ત્યારે ત્યાંના રાજાએ મણિની પરીક્ષા કરવા માટે ત્રણ દિવસ સુધી પડહ વગડાવ્યો પરંતુ કોઇએ પણ તે પટહને સ્પર્શ કર્યો નહિ. તે તેમણે સ્પર્શ્યો. પછી રાજા પાસે જઇને તે મણિ લઇ શાસ્ત્રથી પરિકર્મિત બુદ્ધિવડે કૌશલ્યતા તથા ચતુરાઇના અતિશયથી મણિની જાતિ, તેનો પ્રભાવ તથા ફળ કહી દેખાડ્યા અને તે મણિનો મહિમા પણ સમગ્ર સભ્યજનો પાસે થાળમાં અક્ષત ઉપર પારેવા મૂકીને આધાર સહિત દેખાડયો. સર્વે સભ્યો અને રાજા પણ તે જોઇને ચમત્કાર પામ્યા. આ ઉગ્ર

પુણ્યનો જ આવિર્ભાવ જાણવો. આ આઠે અનુત્તર પુન્યના સમૂહથી થયેલા મહા આશ્ચર્યો છે.

તદુપરાંત; બીજા પાંચ મહા આશ્ચર્યો છે. તે આ પ્રમાણે;

પહેલું : જ્યારે કૌશામ્બી નગરીની પાસે સ્થાપેલા ગામમાં પોતાના પિતા અને ત્રણે ભાઇઓને રાખીને રાજ્ય તેમને સ્વાધીન કરીને ધન્યકુમાર રાજગ્રહી તરફ જવા માટે સૈન્ય સહિત નીકળ્યા, તે સમયે માર્ગમાં લક્ષ્મીપુર નગરમાંથી એક રાજપુત્રીએ વનમાં જઇને પોતાની બુદ્ધિના ચાતુર્યાતિશયથી રાગવડે મૃગલીને આકર્ષીને પોતાના કંઠમાંથી હાર કાઢી તેના કંઠમાં પહેરાવી દીધો હતો, અને ઘેર આવીને પ્રતિજ્ઞા કરી હતી; 'જે માણસ આ મૃગલીને રાગવડે આકર્ષીને તેના કંઠમાંથી હાર કાઢીને મારા કંઠમાં પહેરાવશે તે મારો સ્વામી થશે.' આ પ્રતિજ્ઞા સર્વત્ર વિદિત થઇ; પરંતુ તે પૂરવાને કોઇ સમર્થ થયું નહિ. ધન્યકુમારે ત્યાં આવીને વનમાં જઈ વીણાવાદનપૂર્વક રાગવડે સમસ્ત વનમાં રહેલા હરણીઓના ટોળાને આકર્ષીને અનેક હરણોના સમૂહવાળા યૂથને ઘણા જનોથી ભરેલા નગરના ચાર રસ્તે થઈને છત્રીશ રાજકુળોથી શોભતી અનેક આયુધ બાંધેલા હજારો સેવક વૃંદોથી સેવાતી રાજસભામાં આણ્યું. જે હરણીયાઓ પુરૂષ માત્રને દૂરથી દેખીને અતિ દૂર નાસી જાય છે, તેને ઘણા જનોથી ભરાયેલી સભામાં મનુષ્યોએ દૂર ખસેડયા છતાં પણ રાગમાં એકલીન ચિત્તવાળા થઇને તેઓ કોઇ સ્થળે ગયા નહિ. પછી તેઓની સાથે આવેલી પેલી હરિણીના ગળામાંથી

હાર લઇને કન્યાના કંઠમાં પહેરાવ્યો; તે જ વખતે તે રાજકુમારીએ ધન્યકુમારના કંઠમાં વરમાળા આરોપી. તેની સાથે તે જ નગરમાં બીજી ત્રણ કન્યાઓ સાથે પણ તેમનું પાણીગ્રહણ થયું. આ તેમનું અતિશય કળા કૌશલ્ય છે.

બીજું : તેઓ બાળપણમાં જ અસહાય હતા, તોપણ પોતાની બુદ્ધિકુશળતાથી તથા વચનાદિની ચતુરાઈથી અનેક શત કોટી પ્રમાણ ધન તેમણે ઉપાર્જન કર્યું અને અદ્વિતીય રાજ્યમાન મેળવ્યું. ધન્યકુમારે ઉપાર્જન કરેલા ધનવડે આખા કુટુંબનું ભરણ-પોષણ ચાલતું હતું; વળી ત્રણે મોટા ભાઇઓ તો વિશેષપણે પોતપોતાના ચિત્તની અનુકુળતા પ્રમાણે યથેચ્છ રીતે નિરંકુશપણે તે દ્રવ્યને ભોગવતા હતા; પરંતુ ધન્યકુમારને તે વડિલભાઇઓ પર કદિ દુર્ભાવનો અંશ પણ જન્મ્યો નથી, છતાં તે ત્રણે ભાઇઓ ધન્યકુમારની ઉપર ઈર્ષ્યા રાખવા લાગ્યા, બંધુઓને ઇર્ષ્યા કરતા જાણીને ધન્યકુમારને તેઓની ઉપર જરાપણ કષાય આવ્યો નહિ, પરંતુ સજ્જનના સ્વભાવથી ધન્યકુમાર પોતાનો જ દોષ વિચારવા લાગ્યા કે; 'અહો ! આ મારા વડિલ ભાઇઓ મારે પૂજનીય છે, મને દેખીને મારા જ દુષ્કર્મના ઉદયથી તેઓ ઇર્ષ્યાવંત થાય છે, ઇર્ષ્યા આવવાથી અંતરમાં કષાયનો ઉદય થવાને લીધે તેઓ બળે છે. જ્યારે અંતરમાં કષાય જાગે છે, ત્યારે કોઇ ઉપર પ્રીતિ ન હોય તો પછી સુખ કયાં ? અરે ! સર્વત્ર અરતિ કરાવનાર હું જ થયો છું તે બધા લાયક છે. ભક્તિને ઉચિત

તે સર્વની સેવા કરીને કોઈપણ પ્રકારે તેમને મારે પ્રસન્ન કરવા જોઇએ. તે હું યથાશક્તિ કરીશ, પરંતુ અત્યારે મને જોવાથી તેમને ઉલટું ઇર્ષ્યાની વૃદ્ધિ થાય છે, તેમાં કોઇનો દોષ નથી, મારો જ દોષ છે, કારણકે મારા દર્શનથી તેઓની ઇર્ષ્યા પ્રબળ થાય છે, તેથી હાલ તો મારે અહીં રહેવું નહિ, હું જઇશ તો તેઓ સુખેથી અહિં રહેશે, તેથી મારે અવશ્ય દેશાંતરમાં જ જવું યોગ્ય છે.'

આમ વિચારીને રાત્રે અરતિ અથવા તો દ્વેષ રહિત સહજ વૃત્તિથી મુનિની જેમ તેઓ ઘરમાંથી નીકળ્યા. તે સમયે તેઓને મનમાં જરા પણ પોતાના વડિલ ભાઈઓ પ્રત્યે દુઃખ ન આવ્યું, તેમજ એ વિચાર પણ ન આવ્યો કે મારી ભુજાથી ઉપાર્જન કરેલ ધન ભોગવતા આ દુર્જનો મારા ઉપર ઇર્ષ્યા કરે છે. આવા પુરૂષો વિરલ હોય છે.

અનુક્રમે તે ઉજ્જયિનીમાં આવ્યા. ત્યાં સરોવરમાં રહેલ ચાંલલાને વીંટવાની ચતુરાઇવડે મંત્રીપણું પામ્યા. અને ત્યાં પણ તેઓ તેવીજ સુખસંપત્તિ તથા લીલાલહેર પામ્યા. કેટલાક કાળે મા-બાપ અને બંધુઓ દુષ્કર્મના ઉદયથી દીન અવસ્થાને અનુભવતા ભટકતાં ત્યાંજ આવ્યા. ગોખમાં બેઠેલા ધન્યકુમારે તેમને દીઠા, દેખીને મનમાં બહુ ખેદ પામ્યા; 'અહો! આ મારા પૂજ્યો આવી દશા પામીને દુઃખ ભોગવે છે,' પછી સેવકો દ્વારા તે બધાયને ઘરમાં બોલાવીને ઉભા થઇ પોતાના માતા-પિતા તથા વડીલ બંધુઓને પગે લાગ્યા. વિનયયુક્ત મિષ્ટ વચનોવડે તેમને સંતોષીને, સ્નાનાદિવડે

ભક્તિ કરી પૂજ્યસ્થાને તેમને સ્થાપન કર્યા અને સર્વ ધન-ધાન્યાદિક તેમને આધીન કર્યો ને પોતે સેવા કરનાર પરિચર્યા કરનાર થઇને રહ્યા. આવું મહાઆશ્ચર્યકારી ચરિત્ર ધન્યકુમારનું જ હોય, બીજાનું હોવા સંભવ નથી. આવી કષાયોની મંદતા તથા વિનયની વિશિષ્ટતા મહાપુરૂષોમાં જ હોય, બીજામાં હોય નહિ

આમ ચાર વખત અમિત ધન આપીને જરા પણ મનમાં દૂભાયા વગર તેઓ નીકળી ગયા હતા. તેઓ જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં અપરિમીત સંપત્તિ પ્રાપ્ત થતી હતી, ને સંપત્તિ તેઓ જ્યાં જ્યાં જાય ત્યાં તેમની પાછળ રહેતી ને વડિલ ભાઇઓ પાછા આપત્તિથી જ વિટંબના પામતા અને દુર્દશા પામીને તેમની પાસે આવતા; પરંતુ ધન્યકુમાર તેમને દેખીને વારંવાર બહુમાનપૂર્વક પોતાના તે વડિલ બંધુઓને ઘરમાં લઈ જઇને વિનયપૂર્વક સર્વસ્વ તેમના હસ્તમાં મૂકતા. આ પ્રમાણે સરળતા, સૌજન્ય, નિર્લોભપણું, ક્ષમા, સહૃદયતા, નમ્રતા, ઔચિત્ય, ભદ્રિકતા, ઇત્યાદિ ગુણો, ધન્યકુમારના જીવનમાં લોકોત્તર રીતે રહેલા છે, આ બીજું મોટું આશ્ચર્ય છે.

ત્રીજું : પુન્યથી પાંચશે ગામનું અધિપતિપણું અને પૂર્વોક્ત અપરિમિત લક્ષ્મી મળી ઉપરાંત રાજમાન મળ્યું. તે ઉપરાંત સર્વ સંપત્તિ, ગર્વનું હરણ કરનાર ચિંતામણિ રત્ન ઘરમાં વિરાજતું હતું. તથાપિ સંતોષ ગુણની ઉત્તમતાથી શ્રીમદ્ જિનેશ્વરદેવના વચનથી પરિણતમતિવાળા તેઓના મનમાં એવો કોઈ દિવસ સંકલ્પ માત્ર પણ થયો

નહિ કે; 'હું પણ સુવર્ણ તથા રત્નોને નિર્માલ્યપણે ફેંકી દઉં.' શાલિભદ્રને તો હંમેશાં તેત્રીશ પેટીઓ સવારે આકાશમાંથી ઉતરતી હતી; આ તો છાસઠ પેટીઓ ઉતારવાને સમર્થ હતા, પરંતુ તેઓએ જિનેશ્વરદેવના વચનનું રહસ્ય પ્રાપ્ત કરેલ હતું, સર્વે પુદ્ગલ વિલાસોને સ્વપ્નમાં આવેલ ઈંદ્રજાળની જેમ તેઓ નિષ્ફળ સમજતા હતા. આ જગતમાં પૂર્વ પુન્યના પ્રબળ ઉદયથી અપરિમિત ધન તથા સંપત્તિ જેઓ મેળવે છે, તેઓ તેનો ગર્વ કરે છે. તથા પોતાની તુલ્યવાળા અન્ય ધનવંતને વિવિધ ચતુરાઈના અતિશયપણાથી નવા નવા ભોગો ભોગવતા દેખીને તેઓ અધિક ભોગોની ઇચ્છા કરે છે, અને ભોગો ભોગવે છે, પરંતુ શક્તિ છતાં પણ વિવેકપૂર્વક સરલ વર્તન ધન્યકુમાર જેવું કોઈકને જ હોય છે. કહ્યું છે કે; 'જ્ઞાનમાં મૌન, શક્તિમાં ક્ષમા તથા ત્યાગમાં શ્લાઘાનો અભાવ આ બધા પ્રશંસનીય સુગુણો મહાપુન્યાનુબંધી પુન્યના ઉદયવાળાને જ પ્રાપ્ત થાય છે.

ચોથું આશ્ચર્ય એ છે કે; સેંકડો વિકારના હેતુઓ હતા, તો પણ પોતાનું અદ્વિતીય ધૈર્ય તેમણે ન તજ્યું. ,વિકારના હેતુ હોય છતાં પણ જેનાં હૃદયો વિકાર પામતા નથી તે જ ખરા ધીરપુરૂષો છે.' આ નીતિવાક્ય પોતાના દૃષ્ટાંતથી તેમણે સિદ્ધ કરી બતાવ્યું.

પાંચમું આશ્ચર્ય એ છે કે શાલિભદ્રને તો રાજાના પરવશપણાનું ભાન થવાથી વૈરાગ્યનો ઉદય થયો અને ત્યારપછી પણ શ્રી વીરભગવંતના વચનામૃત સિંચનના યોગથી તે વૈરાગ્યના

રંગથી પલ્લવિત થયો; ને ત્યારબાદ પ્રબળ વૈરાગ્યના ઉદયવડે ચારિત્ર ગ્રહણ કરવાની ઈચ્છાવાળા તેમણે હંમેશાં એકેક પ્રિયા ત્યજવાનો ઉદ્યમ શરૂ કર્યો, પરંતુ પોતાની પત્ની સુભદ્રાનાં મુખેથી તેનાં દુઃખની વાર્તા સાંભળીને ધન્યકુમાર તો જરા હસીને બોલ્યા; ' શાલિભદ્ર તો મૂર્ખ દેખાય છે. ' તે વખતે ધન્યકુમારની પ્રિયાઓએ કહ્યું કે, ' શું મૂર્ખાઈ ? ' ધન્યકુમારે કહ્યું કે; ' જે વસ્તુ ત્યજવા ઈચ્છા હોય તે એક સાથે જ ત્યજવી જોઈએ. ' પ્રતિક્ષણે પરિણામની ચંચળતાથી મન ફરી જાય છે. નિમિત્તવાસી આત્માની પરિણતિમાં ફેરફાર થઇ જતાં વાર લાગતી નથી, તેથી ત્યાં વિલંબ કરવો યોગ્ય નથી; માટે જ્યારે સારા પરિણામ થાય ત્યારે તે કાર્ય તેજ સમયે કરી લેવું. ' ધર્મની ત્વરિત ગતિ છે. ' તે વચન પ્રમાણે ધર્મ-કૃત્યમાં વિલંબ કરવો નહિ; તેથી મેં તેને મૂર્ખ કહેલો છે.'

તે અવસરે તે પ્રિયાઓએ વિલાસપૂર્વક નીતિવાકયને અનુ-સરીને કહ્યું; ' સ્વામિન્ ! આ જગતમાં કોઇપણ દુષ્કરકાર્ય કરવા માટે વાત કરનારા બહુ હોય છે, પરંતુ તે કાર્ય કર-વામાં તત્પર તો કોઇક જ શૂર તૈયાર થાય છે, દરેકમાં એ સામર્થ્ય હોતું નથી. આવી સંપત્તિ અને સ્ત્રીઓને ત્યજવાને તેજ સમર્થ છે, બીજો કોઇ સમર્થ થાય તેવું જણાતું નથી.' તે સમયે એક પ્રિયાએ આગળ થઇને વિલાસપૂર્વક કહ્યું; ' હાથમાં કંકણ હોય ત્યારે આરીસાનું શું પ્રયોજન ? શાલિ-ભદ્રને બત્રીશ પત્નીનો સમૂહ છે, તો તમારે આઠ પ્રિયાઓ છે; જો તમે ખરા શૂરવીર હો તો એકી સાથે આ આઠેયને કેમ ત્યજતા નથી ? '

આ પ્રમાણે પત્નીનું વાકય સાંભળીને હર્ષપૂર્વક ધન્ય-કુમારે કહ્યું ' અહો ! તેં સાચું કહ્યું ! કુલવંતી સ્ત્રીઓ પાસે જ આવાં વાકયો બોલવાની ચતુરાઈ હોય છે, કે જેથી અવસરે તેવાં હિતકારી વાકયો તેઓ બોલી શકે છે. હે પ્રિયે ! હું આજે જ આઠે પ્રિયાને ત્યજું છું.' તે પ્રમાણે કહીને તેજ ક્ષણે પોતાના પ્રત્યેની અતિશય સ્નેહવાળી તે આઠે પ્રિયાઓને ત્યજી દઈને ચારિત્ર ગ્રહણ કરવાને તેઓ ઉદ્યુક્ત થયા. પ્રિયા-ઓને પણ પ્રતિબોધીને ચારિત્ર ગ્રહણમાં તત્પર કરી અને શાલિભદ્રને સર્વત્યાગ પ્રત્યે શીઘ્ર ઉત્સાહિત કર્યા. આ પણ એક મહાન આશ્ચર્ય છે.

ઉપરોક્ત રીતે શ્રી ધન્યકુમારના ચરિત્રમાં ઉત્તરોત્તર પાંચ મહાન આશ્ચર્યો થયા છે.

આપણે સહુ મહાભાગ્યશાળી ધન્નાજી ને શાલિભદ્રજીના જીવનમાંથી તેઓના લોકોત્તર ગુણોને ગ્રહણ કરવા ઉજમાળ બનીએ.

**— સમાપ્ત —**

